# SECOND BOOK,

BY

SIR T. C. HOPE, K.C.S.I., C.I.E.,

LATE EDUCATIONAL INSPECTOR, N. D

---

...EENTH EDITION—60,000 COPIES

---



---

**Bombay:**

GOVERNMENT CENTRAL BOOK DEPÔT.

1888.



*Price One anna.*

કાનું સરકારી કેળવણીખાતું.

# બીજી ચોપડી.

રચનાર

સી. હોપ,

લ ઈન્સ્પેક્ટર, ઉ. ભા.

આવૃત્તિ—૯૦,૦૦૦ પ્રત.

૬૭ ના ૨૫ મા આક્ટ પ્રમાણે નોંધેલી છે.)



ંબઈ:

મેન્ટ સેન્ટ્ર ્ક ડીપો.

ઈસવી સન ૧૮૮૮.



કીમત એક આનો.

# આ ચોપડી શીખવવાની રીત

---

૧. પાઠને મથાળે જે શબ્દ લખ્યા છે તે પ્રથમ મહેતાજીએ છોકરાંપાસે બરાબર વંચાવવા. એમાં જે નવા જોડાક્ષર આવે, તેનું રૂપ પાટીઆપર લખીને, તથા જે શબ્દમાં આવે તે શબ્દ લખીને છોકરાંને બતાવવું, અને તે તેમને સારી રીતે સમજાવવું કે ફલાણા બે કે ત્રણ અક્ષર મળીને ફલાણો જોડાક્ષર થયો છે.

૨. જેમ પહેલાં પાઠમાં "આવડયા" એ શબ્દ મ
લો છે, એમાં ડ્યા જોડાક્ષર છે, તે સમજાવ
કે પ્રથમ ડ ને યા એ બે જુદા જુદા
કરાંપાસ બોલાવવા, ત્યારે તેઓ કહેશે કે ડયા,
ની આગળ આવ લખીએ તો આવડયા વંચાય,
રેખઈ તો આવડ્યા છે, માટે ડ ને ય જોડવો પડે.
૪ "રાખ્યો" એ શબ્દનાં ખ ને યો જોડવો પડે
પણ તે ડ ને યની પેઠે આખા જોડાતા નથી.
ં પહેલુ પાંખડું રાખીને જોડના પાણ જેવી લીટી
નાંખવી, અને તેને યો જોડીને લખીએ એટલે
૫. વળી એની માત્રા, ભૂરાં નાંખીને વંચાવવું.
વંચાય; તેમજ તેને વરડુ ને અનુસ્વાર જો-
ખ્યું વંચાય. એ રીતે એકજ જોડાક્ષ-
વર આવ્યાથી જુદાં જુદાં રૂપ ને ઉ-
તમજાવવાં, એટલે એ જોડાક્ષર છોકરાં-
બર ઠસશે. એપ્રમાણે જોડાક્ષર સમ-
ના તમામ શબ્દ વાંચતાં શીખવવા, અને
સમજાવવા. ત્યારપછી પાઠ વંચાવવો. પાઠ-

ભાગ કે શબ્દ છોકરાંના સમજ્યાવગર
. કરવું. નીતિની કે જ્ઞાનની હરેક વાત
. બીજા દાખલા આપી શીખવનારે તે પાઠ
છોકરાંના મનમાં સારીપેઠે ઉતારવો. રોજ એક પાઠ શીખવવો.

૩. પાઠ પૂરો થઈ રહ્યાપછી તેમાં જે શબ્દ આવેલા હોય તેની જોડણી ચોપડી બંધ કરાવીને છોકરાંપાસે કરાવવી, અને અર્થ પૂછવા. સારાંશ કે એક પાઠ સારી રીતે વાંચતાં, તેમાંના બધા શબ્દના અર્થ અને પાઠની પધળી મતલબ સારી પેઠે સમજતાં, અને અઘરા શબ્દની જોડણી કરતાં આવડે, ત્યાંલગણ બીજો પાઠ ...ાવવો નહિ, પણ એટલી સંભાળ રાખવી કે છોકરાં ...ઠ મોઢે ન કરે.

૪. પાઠ થઈ રહ્યાપછી જે શબ્દમાં જોડાક્ષ...
વ્યા હોય તે આવે એવાં નાનાં નાનાં વાક્ય
પાસે જોડાવવાં, અને તે પાટીપર લખાવવાં. જેમ
પાઠમાં જાણે 'રાખ્યો' શબ્દ આવેલો છે. હવે '
જોડાક્ષર બરાબર વાંચતાં ને લખતાં આવડે માટે,
ઘોડો રાખ્યો, મેં રૂપિઆ રાખ્યા, તેણે શું રાખ્યું, એ
નાનાં નાનાં વાક્ય છોકરાં જોડીને પોતાની મેળે પા...
લખે, તો તેથી જોડાક્ષર છોકરાંને બરાબર લખતાં
...ડશે, અને તેનું રૂપ પણ ધ્યાનમાં રહેશે.

૫. કવિતાના પાઠ વંચાય ને સારી પેઠે
પછી તે મોઢે કરવાને ઘેર આપવા.
એક પાઠમાં આઠ લીટીઓ છે, તેમાંના
કરવાને ઘેર આપવી. તે ઘેરથી બીજે દ...
પછી બીજી ચાર આપવી. એપ્રમાણે કવિતા
ભણતાં આવડે એવું કરવું.

૯. આ ચોપડીમાં અને એ પછીની બીજી ચોપડીઓમાં કવિતાના પાઠમાં જે હ્રસ્વ ઇ કે ઉ ને મથાળે— આવી નિશાની હોય તે દીર્ઘ વાંચવો, અને જે દીર્ઘ ઈ કે ઊ ને મથાળે ˘ આવી નિશાની હોય તે હ્રસ્વ વાંચવો. કવિતામાં એવું કરવાની જરૂર છે, કેમકે કોઈ ઠેકાણે હ્રસ્વ અક્ષર કે વરડુ દીર્ઘની પેઠે વંચાય છે, અને દીર્ઘ હોય છે તે હ્રસ્વની પેઠે વંચાય છે.

---

# બીજી ચોપડીનું સાંકળીઉં.

# બીજી ચોપડીનું સાંકળીઉં.



---

# બીજી ચોપડી.

## પાઠ ૧. વાંચનારને શીખામણ.



| | | |
|---|---|---|
| ઉકેલતાં | સાચવજો | આવડ્યા |
| શીખામણ | બોલીએ | સાંભળો |
| મજાની , | અક્ષરે | બગાડશો |

વાહ! આ કેવી મજાની ચોપડી છે! થોડા દહાડાઉપર તો તમને અક્ષરે પૂરા નહોતા આવડતા, અને હવે તો

બોલ ઉકેલતાં આવડ્યા. હવે તમારે ડાહી ડાહી શીખામણની વાતો વાંચવાની આવશે.

તમારી ચોપડી સાચવજો, બગાડશો મા. ચોપડીમાં આંગળી એક ને એક ઠેકાણે રાખવી નહિ, કેમ જે બગડે. માહેથી પાનાં ફાડવાં નહિ.

મહેનત લઇને વહેલું ભણવું, ઠીક બોલવું, જેમ બોલીએ તેમ વાચવું, છેક તાણીને વાંચવું નહિ, તેમ છેક ધામે સાદે પણ વાંચવું નહિ. એવી રીતે વાચવું જે સૌ સાંભળે.

---

## પાઠ ૨. ચોપડીવિષે કવિતા.

| | | | |
|---|---|---|---|
| શોભાય | હૈઉ | હરખાય | વિગતેથી |
| કારજ | ચોપડીઓ | સમજણ | સાર |

ચોપાઈ.

સારી ચોપડીઓ શોભાય,
હૈઉ તે દેખી હરખાય,
પણ વિગતેથી જો વચાય,
તો તેમાંથી કારજ થાય. ૧
જીવ ઘાલીને વાંચે જેમ,
તેમાં સમજણ આવે તેમ,
વાચે પણ નહિ કરે વિચાર,
તે સમજે નહિ સઘળો સાર. ૨

ફ૦ દ૦ ડા૦

---

# પાઠ ૩. ચકલીની વાત.—ભાગ ૧.



| | | | |
|---|---|---|---|
| લાવ્યો | રાણા | બારણામાં | બોલ્યો |
| પૂછ્યું | તપેલામાં | પેસાશે | પાટો |

એક હતો ચકલો ને એક હતી ચકલી. ચકલો લાવ્યો ચોખાનો દાણો, ને ચકલી લાવી દાળનો દાણો. તેની ખીચડી ઓરીને ચકલી પાણી ભરવા ગઈ, એટલે ચકલો બધી ખીચડી ખાઈને આંખે પાટો બાંધીને સૂઈ ગયો. ચકલી પાણી ભરીને આવી ને બોલી, ચકલા રાણા, ઘડો ઉતારો તો. ચકલો બોલ્યો, મારી તો આંખો આવી છે. તમે ઘડો નાંખી દો એટલે બારણામાં પેસાશે. તેમ કરીને ચકલી ઘરમાં આવી, ને જોયું તો તપેલામાં ખીચડી મળે નહિ. પછી ચકલાને પૂછ્યું, ત્યારે તે બોલ્યો, એ તો રાજાનો કૂતરો ખાઈ ગયો.

## પાઠ ૪. ચકલીની વાત.—ભાગ ૨.

**ફર્યાદ પકડાવી મહારાજ હુકમ.**
**એકલાં મગાવ્યો ગભરાઈને કહ્યું.**

ચકલી બોલી, ચાલો, રાજા કને ફર્યાદ કરવા જઈએ. ચકલો કહે, હું તો નહિ આવું, તમે એકલાં જાઓ. ચકલી બાઈ રાજા પાસે જઈ બોલ્યાં, રાજાજી, રાજાજી, મારો ચકલો કહેછે કે તમારો કૂતરો અમારી ખીચડી ખાઈ ગયો. કૂતરે જવાબ દીધો, મહારાજ, મેં નથી ખાધી. એ ચકલો જૂઠો છે, એને બોલાવીને પૂછો, સાહેબ. રાજાએ ચકલાને પકડાવી મગાવ્યો, ને કહ્યું, ચકલા, તે ખીચડી ખાધી છે, માટે તારૂં પેટ ફાડીને જોવું પડશે. એવું સાંભળી ચકલો ગભરાઇને બોલ્યો, હાજી મેં ખાધી છે, મારૂં પેટ ફાડશો મા. ત્યારે રાજાએ રીસ ચડાવીને હુકમ કીધો કે જાઓ સિપાઈ, આ જૂઠા ચકલાને કૂવામાં નાંખી દો.

---

## પાઠ ૫. ચકલીની વાત.--ભાગ ૩.

**બૂમેબૂમ ગોવાળ બકરાંનો વાળ્યો**
**ગોવાળીઓ છેવટ ગોવાળણી કાઢયો**

પછી જૂઠા ચકલાને કૂવામાં નાંખ્યો. તેમાં તેની આંખ ફૂટી ને કાણો થયો, તેથી બૂમેબૂમ પાડવા માંડી. કૂવા આગળ ચકલી આવીને ઊભી રહી, એટલે ગાયોનો ગોવાળ આવ્યો, તેને ચકલીએ કહ્યું, ગાયોના ગોવાળ, ગાયોના ગોવાળ, મારા ચકલા રાણાને આ કૂવામાંથી કાઢે તો તને ખીર ને પોળી ખવરાવું. ગોવાળીઓ કહે, નારે બાપા;

મારી ગાયો જતી રહે. પછી ભેંસોનો ગોવાળ આવ્યો. તેને પણ ચકલીએ એમ કહ્યું, તેવારે તેણે કહ્યું, નારે બાપા, મારી ભેંસો જતી રહે. પછી બકરાંનો ગોવાળ આવ્યો, એણે પણ એવો જવાબ વાળ્યો. છેવટ ઊંટની ગોવાળણી આવી. તેણે હા કહીને કુવામાં ઉતરી ચકલાને કાઢ્યો.

---

## પાઠ ૬. ચકલીની વાત.--ભાગ ૪.

**તપાવી** **લુચ્ચાઈ** **લાલચોળ**

**પાટલા** **ઠોક્યો** **બોલતાં**

પછી ચકલી ચકલાને ઘેર દોરી ગઈ. તેમની જોડે ગોવાળણી પણ ગઈ. ચકલી બાઇએ ખીર કરી. પેલા ચકલાએ શું કર્યું કે લોઢી ખૂબ તપાવી લાલચોળ કરીને પેલી ગોવાળણીને કહ્યું, આ સોનાના પાટલાઉપર બેસો. જેવી ગોવાળણી બેસવા જાયછે કે બૂમ પાડી ઊઠી ખીર ન ખાધી હું તો દાઝી, ખીર ન ખાધી હું તો દાઝી. એથી ગોવાળણીને એટલી રીસ ચડી કે ચકલાને ખૂબ ઠોક્યો. આ વાત ખોટી છે, કેમકે ચકલાં બોલતાં નથી, ને એવું કામ કરતાં નથી. પણ એમાંથી આપણે એ શીખામણ લઇએછીએ કે જૂઠું બોલે ને લુચ્ચાઈ કરે તેને ચકલાની પેઠે વાંકનું ફળ મળે.

---

## પાઠ ૭. બહુ ખાનારી છોડી.

**ગાગર** **ઓસડ** **ઝેર** **સાજી**

એક છોકરી હરરોજ રોજ નિશાળે જાય, ત્યાં ભણે ને ચોપડી બગાડે નહિ, લૂગડાં મેલાં ન કરે, એવી બધી

વાતે ડાહી; પણ એક વાતે ખોટી હતી. ખાવા બેસે ત્યાંથી ઊઠેજ નહિ. પેટ ભરાય તોએ ખાધા કરે. એક વાર ખાઈ ઊઠે કે બીજીવાર બેસે. તેનાં માબાપ ઘણુંએ કહે, પણ માને નહિ તેથી એ છોડી માંદી પડી. ગાગર જેવડું પેટ થયું, પેટમાં દુખે, ને રમાય નહિ. પછી કડવાં ઝેર જેવાં ઓસડ ઘણા દહાડા લગણ ખાધાં તે વારે સાજી થઈ, માટે માબાપ કહે તેથી વધારે ખાવું નહિ.

---

## પાઠ ૮. વરસાદનું ગીત.

| | | | |
|---|---|---|---|
| વરસાદ | પ્રસાદ | કારેલાંનું | દેડકે |
| ઘેબરીઓ | નેવલે | ગીત | ગાતાં |

આવો છોકરાં, હું તમને વરસાદનું ગીત ગાતાં શીખવું.

આવરે વરસાદ, ઘેબરીઓ પ્રસાદ;
ઊની ઊની રોટલી, ને કારેલાંનું શાક.
આવરે વરસાદ, નેવલે પાણી,
નહારી છોકરીને દેડકે તાણી.

એ તમે વાંચોછો તો ઠીક, પણ એમાં વરસાદ, ઘેબરીઓ પ્રસાદ, અને બીજા બોલ છે તે સમજો છો?

---

## પાઠ ૯. ઘોડો.

| | | | | |
|---|---|---|---|---|
| એકુજ | જણસ | ટટ્ટુ | બેસાય | પારકો |

આવ છોકરા, આ ઘોડો જો. ભાઈ, હું એ ઘોડે બેસું? ના ભાઈ, એ આપણો નથી, પારકો છે, તું આપણા ટટ્ટુઉપર બેસજે. ના ટટ્ટુપર નહિ, મારે ઘોડે બેસવું

છે. નાનો ઘોડો તે ટટ્ટુ, માટે ઘોડો ને ટટ્ટુ એ એકજ. આપણું ટટ્ટુ ઘોડા છે, તું તે પર બેસજે. પારકી જણસ લેવાય? ના બાપા. પારકી જણસ ના લેવાય તો પારકે ઘોડે કેમ બેસાય?

---

## પાઠ ૧૦. પાડું.—ભાગ ૧.

| | | |
|---|---|---|
| જાળવે | નીરે | જક્કી |
| ચાતે | સંભાળ | વાછરડું |
| પટેલ | જતન | વાડો |

એક પટેલને ત્યાં ગાયો, ભેંસો, વાછરડાં, ને પાડાં બહુ હતાં. પટેલ તેમનું બહુ જતન કરે. ચારો નીરે, પાણી પાય, રાતે વાડામાં રાખે, તેમાંથી કોઈ માંદું પડે તો ઓસડ-વેસડ પણ કરે, સવારે ચારવાને તેમને ખેતરમાં લઈ જાય, સાંજે પાછાં ઘેર આણે, તેમાં નાનું વાછરડું કે પાડું થાકી જાય તો તેને ઊચકીને ચાલે. એવી રીતે તેની સંભાળ રાખતો, તેથી તેઓ બધાં સુખી રહેતાં. એક પાડું હતું તે એકલું સુખી નહોતું, કેમકે તે બહુ જક્કી હતું. કોઈની શીખામણ માને નહિ.

---

## પાઠ ૧૧. પાડું.—ભાગ ૨.

| | | | | |
|---|---|---|---|---|
| ચેન | બંદીખાને | વિચાર | નીસરી | સમજાવ્યું |
| અહીંઆંથી | કચાય | વાંસે | ભાગ | છૂટું. |

વાંસે જે પાડાની વાત આવી તેને નીસરી જવાનું મન

થતું હતું, તેથી તેને કંઇ ચેન પડે નહિ. તેના મનમાં આવ્યું કે બંદીખાને પડી રહેવું ઠીક નહિ. કુતરાં કે બિલાડાં બહાર છૂટાં ફરે છે તેમ મારાથી છૂટું ફરાય તો કેવી મજા પડે ! એવા એવા વિચાર કરીને માંહેથી નીકળી જવાનો લાગ જોતું હતું. એક ડાહી ગાયે તેને શીખામણ દીધી કે તું તો ઘેલું છે. અહીંઆંથી બહાર જઇશ તો દુઃખી થઇશ. ગાયે એવું ઘણુંએ સમજાવ્યું, પણ પેલું પાડું કેમે કર્યું પોતાની જક છોડે નહિ.

---

## પાઠ ૧૨. પાડું.—ભાગ ૩.

| | | | |
|---|---|---|---|
| ફાવ્યો | વગડામાં | સટકી | ગયું |
| અણસમજ | કોતર | ડાહ્યો | |

પેલા જે જક્કી પાડાની વાત આગળ આવી હતી તે જ્યારે બધાં ઢોર ઊંઘી ગયાં, ત્યારે મોડી રાતે લાગ ફાવ્યો, એટલે વાડામાંથી છાનુંમાનું સટકી ગયું, ને વગડામાં જતું રહ્યું. એવામાં કોતરમાંથી એક મોટો વાઘ નીકળ્યો. તેણે પેલા પાડાને ઝાલીને મારી નાંખ્યું. જુઓ, એ રીતે અણસમજથી પોતાની જક જે છોકરાં છોડતાં નથી, તે અંતે દુઃખી થાય છે; માટે માબાપ કે બીજું કોઈ સારી શીખામણ દે તો તે છોકરાંએ માનવી, તેમાં તેમનું ભલું છે, ને ઘરનાં માણસ ને પાડોશી સૌ તેમને ડાહ્યાં છોકરાં કહેશે.

---

## પાઠ ૧૩. પાડાવિષે કવિતા.

| | | | | |
|---|---|---|---|---|
| છેક | માન્યું | ચરવાને | વનમાં | ચિત્ત |
| વાઘ | વાસ | પ્રાણ | દુખીઉં | અવસ્થા |

ચોપાઈ.

વાડામાંથી પાડું એક,
છૂટું થઈને નાઠું છેક;
મન માન્યું ચરવાને ધામ,
વનમાં જઈને કીધો વાસ. ૧
વળતી વાઘે લીધા પ્રાણ,
એવું દુખીઉં થયું અજાણ;
ચિત્તમાં છૂટું થાવા જાય,
તેની એજ અવસ્થા થાય. ૨

ક૦ દ૦ ડા૦

---

## પાઠ ૧૪. માટીનાં વાસણ.

| | | |
|---|---|---|
| પલાળે છે | ભરવાના | ગોરસ |
| ચીકણી | આધરેક | કોડીઆં |
| ઠીકરાંનાં | જાત | નરમ |

માટી બહુ કામની છે. લાલ, પીળી, કાળી, એવી એવી ઘણી જાતની માટી થાય છે. એને પાણીએ પલાળે છે, ત્યારે નરમ ને ચીકણી થાય છે. માટીનાં ઘણાં વાસણ થાય છે. પાણી ભરવાના ગોળા, ગોળીઓ, બેડાં, એ સૌ એનાંજ થાય છે. ગાગર ને ઘડો મળીને એક બેડું કહેવાય. દહીં જેમાં આધરકે છે તે ગોરસ, ને છાશ

લાવવાની દોહણી, એ પણ માટીનાંજ થાય છે. વળી દીવા કરવાનાં કોડીઆં, ને દાણા ભરી મૂકવાની કોઠીઓ પણ માટીની થાય છે. માટીનાં વાસણને કોઈ ઠીકરાંનાં વાસણ પણ કહે છે.

---

## પાઠ ૧૫ છોકરાં ને દેડકાં.

| | | |
|---|---|---|
| પાળે | ફેંકવા | તળાવ |
| વાગ્યા | કાયર | પથરે |
| બગાડ | મંડ્યા | જવાબ |

કેટલાંક છોકરાં એક દહાડો તળાવની પાળે પથરે રમવા મંડ્યાં. તેમાં બહુ દેડકાં હતાં, તેમને પથરા ધડાધડ વાગ્યા, ત્યારે કાયર થઈ તેમાંનો એક પાણીની ઉપર આવીને બોલ્યો, રે ભાઈ, અમને ગરીબને પથરા શામાટે મારોછો?

એક છોકરે કહ્યું, અમે તો રમીએછીએ. દેડકે જવાબ દીધો, એ તો ખરૂં, પણ તમારા પથરા અમને વાગેછે; તમારા મનને તો રમત છે, પણ અમે માર્યાં જઈએછીએ.

આપણે સભાળીને રમવું, એવી રીતે જે આપણી રમતથી કોઈનો કશોએ બગાડ ન થાય.

---

## પાઠ ૧૬. જમની ને કાશી.—ભાગ ૧.

| | | | |
|---|---|---|---|
| બેનપણાં | ભૂંગળી | તપેલી | તાસક |
| નોતરૂં | વેલણ | કડછી | વખત |

એક જમની કરીને છોડી હતી. તેની એક બેનપણી હતી, તેનું નામ કાશી, તે એક દહાડો જમનીને ઘેર આવી.

તે વખત જમની એની માની જોડે એક ઘડો લઈને તળાવે પાણી ભરવા જતી હતી. કાશીએ કહ્યું, આજ તું રહે તો આપણે રમીએ. તું જાણે પાણી લાવે, ને હું તારા છગનભાઈને નોતરૂં દઈ આવું, ને પછી રાંધું. જમની કહે, ઠીક, પણ રહે, હું મારાં નાનાં નાનાં વાસણ લાવું તેવડે તું રાંધજે. એટલું કહીને ભૂંગળી, વેલણ, તપેલી, કડછી, તાસક, થાળી, વાડકા, એવું એવું લાવીને મોં આગળ મૂક્યું.

---

## પાઠ ૧૭. જમની ને કાશી.—ભાગ ૨.

| | | |
|---|---|---|
| મણા | ખાવાનું | ભાંડવું |
| ધાણી | પહુંઆ | ટેવ |

જમનીએ કાશીને પૂછ્યું કે, કહો તો મારી મંછીબાને રમવા તેડી લાવું. પેલી કહે કે ના ના, એ મંછી તો નહિ. એ તો સૌને ગાળો ભાંડે છે, ને બહુ લડેછે. ત્યારે જમની બોલી કે ના રે, હવે તો એવી ડાહી થઈ છે કે કંઈ મણા નહિ, મારી જોડે નિશાળે આવે છે, ચોપડી વાંચે છે, ને જરાએ કજીઆ કરતી નથી. મહેતાજીએ એની ગાળો ભાંડવાની ટેવ મૂકાવી. કાશી બોલી કે ઠીક ત્યારે, જા, તેડી આવ, ને કાંઈ ખાવાનું લેતી આવજે. ત્યારે જમની બોલી, મારી મા ઘેર હશે તો લાવીશ. શું લાવું વારૂ? ધાણી કે પહુંઆ કે બીજું કાંઈ? કાશી કહે, જે આપે તે લાવજે. જા વહેલી આવજે. તારા આવ્યા પછી હું છગનને નોતરૂં દેવા જઈશ.

---

## પાઠ ૧૮. જમની ને કાશી.—ભાગ ૩.

**છોટીઓ બાળક દેખાય આટલી**
**નાનું મેળાપ ભાણો વાર**

કાશીએ પૂછ્યું, કેમ જમની આટલી બધી વાર લાગી? જમની બોલી, શું કરૂં બેન, આ મારો છોટીઓ રોતો હતો તેને તેડવા રહી તેથી વાર લગી. ત્યારે કાશી બોલી કે લે, વળી એનું અહીં શું કામ હતું? જમની બોલી, એ કહે મને રમવા તેડી જા, મુકીને આવું તો રડે, ત્યારે શું કરૂં બેન, રડતા મેલીને અવાય? કાશી બોલી, નારે બાપા, નાનું બાળક રડતું કેમ મેલાય? લાવી તે ઠીક કર્યું, વારૂ, ખાવાનું શું લાવી! જમની બોલી, મારી મા હજી નથી આવી તે કોણ આપે? કાશી બોલી, તુંએ મારા જેવી દેખાય છે તો. જો અલી પેલા મારા બે ભાઈ ને ભાણો આવે છે. હવે આપણે કંઈ બીજી રમત રમીએ તો કેવું?

---

## પાઠ ૧૯. જમની ને કાશી.—ભાગ ૪.

**નિશાળીઆ લાકડી પરીક્ષા સાહેબ**
**કૂદાવતી ભણેલાં ઈનામ બાકી**

કાશી બોલી, ચાલો હું મહેતાજી થાઉં ને તમે સૌ નિશાળીઆ થાઓ. ત્યારે કાશીનો ભાઈ મગન બોલ્યો, કાશી બેન, તારાથી મહેતાજી કેમ થવાય? ત્યારે કાશી બોલી, તું કહે તો હું સાહેબ થાઉં, ને નિશાળ જોવા આવું. તું મહેતાજી થા, ને બાકીનાં તમે બધાં નિશાળીઆ થાઓ, ને બેશીને ભણો, ને મગન મહેતાજી કહે તે કરો.

હું જાણું સાહેબ તે મારા લાકડીના ઘોડાપર બેશી કૂદાવતી કૂદાવતી નિશાળની પરીક્ષા લેવા આવું, ને ભણેલાં ને ડાહ્યાં છોકરાંને ઈનામ આપું, ઠીક કે નહિ ભાઈ?

---

## પાઠ ૨૦. છોકરો ને બોર.

**ઉતાવળ સામટું ગાગર**
**અલ્યા નીકળ્યો મૂઠો**

એક છોકરો ગાગરમાં હાથ ઘાલી મૂઠો ભરીને બોર કાઢતો હતો, પણ ગાગરનું મોં સાંકડું, માટે હાથ માંહે અટકી રહ્યો તે કેમે નીકળે નહિ. એવામાં પાસે એક જણ ઊભો હશે તેણે કહ્યું, અલ્યા છોકરા, તું અરધાં બોર પડતાં મુક, એટલે હાથ નીકળશે. છોકરે પેલાની શીખામણ માનીને તેમ કર્યું કે હાથ ઝટ નીકળ્યો.

આ વાતમાંના છોકરાની પેઠે જે કોઈ એકે કરે સામટું લેવા જાય, તેના હાથમાં છેલ્લી વારે લગારે આવે નહિ. ભણવામાં પણ ઉતાવળ કરીને સામટું શીખવા જાય, તો કંઈ આવડે નહિ.

---

## પાઠ ૨૧. સાતપૂંછડીઓ ઊંદર.

**પૂંછડીઓ ખીજવતું હજામ**
**બાંડો કપાવી ચીડવે**

એક ઊંદરનું બચ્ચું હતું તેને સાત પૂંછડીઓ હતી. એ બચ્ચું નિશાળે જાય ત્યારે સૌ તેને ઊંદર સાતપૂંછડીઓ, ઊંદર સાતપૂંછડીઓ, કહીને રોજ ખીજવે. પછી એક દહાડો તેણે એ વાત પોતાની માને કહી. ત્યારે તે બોલી,

જા બેટા, હજામને ત્યાં જઈ એક પૂછડી કપાવી આવ. પછી તેમ કરીને બીજે દહાડે નિશાળે ગયો, ત્યારે સૌ છપૂછડીઓ કહેવા લાગ્યા. વળી એક કપાવી આવ્યો, ત્યારે સૌ પાંચપૂછડીઓ કહી ચીડવે. એમ કરતાં કરતાં એક પૂછડી રહી, ત્યારે સૌએ એને એકપૂછડીઓ કહેવા માંડ્યો, ત્યારે એ એક પણ એણે કપાવી નાંખી, ત્યારે તો ઉંદર બાંડો એમ કહેવા માંડ્યું. ત્યારે એણે એ વાત માને કહી. તેણે શીખામણ દીધી, કોઈના ખીજવ્યાથી ખીજાઈએ નહિ, તો પછી કોઈએ બોલે નહિ.

---

## પાઠ ૨૨. હાથ.

   

| | | |
|---|---|---|
| કામકાજ | કોદાળી | મજૂર |
| સાંધા | બિચારો | બાઈડીઓ |
| દરજી | ધોબી | સુતાર |
| કલમ | અક્ષર | મોતી |

કામકાજ કરવામાં હાથનો ખપ પડે છે. હાથનું કામ તે હાથેવતીજ ઠીક થાય. હાથમાં અને આંગળાંમાં નાના નાના સાંધા ઘણા છે, તેથી જેમ તેને વાળવાં કરવાં

હોય, તેમ વળાય. સૌ કોઇ હાથવતી કામ કરેછે. મજૂર કોદાળી લઇને ખોદેછે. બાઈડીઓ સૂતર કાંતેછે. દરજી લૂગડાં શીવેછે. ધોબી ધુએછે. એવાં કામ કરવાને હાથ કામમાં આવેછે. હાથે કલમ ઝાલીને આપણે લખીએ છીએ. કોઇ તો મોતીના દાણા જેવા અક્ષર લખેછે. આપણે હાથે જમીએ છીએ. જે બિચારાને હાથ ન હોય તેનાથી કેમ જમાય ? તેનાથી તો કંઇએ ન થાય.

---

## પાઠ ૨૩. નિશાળીઆને શીખામણ.

| | | | |
|---|---|---|---|
| ધ્યાન | ફરો | માયા | વઢવું |
| પાંસરા | વેળાસર | મન | ભૂલ |

ઘેર કે રમવાને ઠેકાણે જેમ ફરતા ફરોછો, ને બોલો છો, તેમ નિશાળે કરવું નહિ. ચોપડીમાં મન રાખીને પોતાનો પાઠ ભણવો. તમારી પાસે જે છોકરા હોય તેમની જોડે રમવું નહિ, કે વાતસરખી પણ ન કરવી.

મહેતાજી શીખામણ દે તે માનવી. આપણને ભૂલ પડી હોય, ને મહેતાજી બતાવે, તો તે ઉપર ધ્યાન રાખવું.

નિશાળમાં સૌ ઉપર માયા રાખવી, કોઇને ગાળો દેવી નહિ, કોઈ સાથે વઢવું નહિ. કોઇ છોકરાં કદી કાંઇ ખોટું કામ કરે, તો તેમને કહેવું જે ફરીને એવું કરશો મા. નિશાળે છૂટી થાય, ત્યારે પાંસરા ઘેર જવું, ને જો માબાપે રમવાની છૂટી આપી હોય, તો રમીને વેળાસર ઘેર જવું.

---

## પાઠ ૨૪. નિશાળીઆને શીખામણ.

નિત્યે ચિત્ત પેર ચોડી

નીસરી રૂડી ગુરૂની શિક્ષા

દોહરા.

નિત્યે જવું નિશાળમાં,
ભણવું ચોડી ચિત્ત;
ગુરૂની શિક્ષા માનવી,
રૂડી રાખી રીત. ૧

રાખો નહિ મન રમતમાં,
સમજો સારી પેર;
નિશાળમાંથી નીસરી,
જવું પાંસરૂં ઘેર. ૨

ક૦ દ૦ ડા૦

---

## પાઠ ૨૫. બકરીની વાત.—ભાગ ૧.

વિઆવાની રોકીને વિચાર્યું ઠેકાણું

ગાડાવાળો નીચે રસ્તો બિચારે

આ નીચે લખેલી બકરીની વાત બહુ સારી છે, માટે તે ધ્યાન રાખીને વાંચવી. એક બકરી હતી, તે વિઆવાની થઈ, ત્યારે તેણે વિચાર્યું કે મારે બચ્ચાં થશે, તેમને રહેવાનું ઠેકાણું જોઇશે માટે એક ઘર બાંધું. પછી તે

ગામનો રસ્તો રોકીને બેઠી. એટલે એક ગોળનું ગાડું જતું હતું તેનો ગાડાવાળો કહે, બકરી બકરી, વચમાંથી ઊઠ. ત્યારે બકરી બોલી, અરે મૂર્ખ, બકરી બેન નથી કહેવાતું? ત્યારે પેલો બોલ્યો, બકરી બેન, બકરી બેન, ઊઠોને. પેલી કહે, ગોળનું માટલું આપે તો ઊઠું. પેલે બિચારે એક માટલું આપીને તેને ઊઠાડી. તે માટલું લઇને બકરી ઘેર ગઈ.

---

## પાઠ ૨૬. બકરીની વાત.—ભાગ ૨.

| | | | |
|---|---|---|---|
| શેરડીનું | કોપરાં | દાણા | કાઢીને |
| ટોપલી | ભીંતો | માર્ગ | બારો |
| નળીઆં | છાયું | છાપરૂં | |

પેલી બકરી માટલું મૂકી આવીને પાછી માર્ગ રોકીને બેઠી, એટલે એક શેરડીનું ગાડું આવ્યું. તેની કનેથી એ શેરડીનો એક બારો લીધો ત્યારે ઊઠી. એ બારો મૂકી આવીને વળી તે ને તે ઠેકાણે આવીને બેઠી, એટલે *કોપરાનું ગાડું જતું હતું તેના ધણીકનેથી એક ટોપલી કોપરાં લીધાં. વળતી પેલી બકરીએ ઘર બાંધવા માંડ્યું. શેરડી આવી હતી તેના દાંડા કર્યા, ગોળનું માટલું આવ્યું હતું તેમાંથી ગોળ કાઢીને ભીંતો કરી, ને શેરડીવતી છાપરૂં કરીને તેનાઉપર નળીઆંને ઠેકાણે ટોપરાં વડે તે છાપરૂં છાયું, ને માંહે વિઆઈ. તેને સાત બચ્ચાં થયાં.

---

* કોપરાં એટલે ટોપરાં.

## પાઠ ૨૭. બકરીની વાત.—ભાગ ૩.

કમાડ ઉઘાડશો કેરાં બારણાં વાશીને
ભીંતરડી છાયાં રખડવા આડું વલે

બકરી ચરવાં જાય ત્યારે બચ્ચાંને કહેતી જાય કે જોજો, તમે કમાડ વાશીને ઘરમાં રહેજો, ને કોઈ આવે તો ઉઘાડશો મા. હું આવીશ તેવારે આમ બોલીશ, "ગોળકેરી ભીંતરડી, શેરડીકેરા દાંડા, ટોપરીએ ઘર છાયાં બચ્ચાં બારણાં ઉઘાડો." એ સાંભળો ત્યારે બારણાં ઉઘાડજો. કોઈ ઘરમાંથી બારણે જશો મા હો. છ બચ્ચાં તો માની શીખામણ માને, પણ સાતમું માને નહિ. બકરી રોજ શીખામણ દે, પણ એ આડું બચ્ચું માને નહિ. મા જાય કે રખડવા નીકળે. એ બચ્ચાની શી વલે થઈ તે હવે હું તમને કાલે કહીશ.

---

## પાઠ ૨૮. બકરીની વાત.—ભાગ ૪.

અમથી આડું રઝળવા જોડેલી
બહાર આવડતું સુખી

એક દહાડો બકરી ચરવા ગઈ, ને બધાં બચ્ચાં કમાડ વાશીને ઘરમાં બેઠાં. એક પેલું આડું બચ્ચું બહાર રઝળવા ગયું. એવામાં એક વાઘે આવીને તેને મારી નાંખ્યું. આ વાત ખરી બનેલી તો નથી, કેમજે બકરીને કંઈ બોલતાં કે ઘર બાંધતાં આવડતું નથી; ગોળ, શેરડી ને ટોપરાંવતી કંઈ ઘર બંધાય નહિ; બકરીને સાત બચ્ચાં

થાય નહિ, ને તેનામાં સમજ પણ હોય નહિ. એ વાત તો અમથી જોડેલી છે. એમાંથી શીખામણ એટલી લેવાની જે મા કહે તે છોકરાં માને તો સુખી થાય, નહિતો પેલી બકરીના બચ્ચાની પેઠે દુઃખ પામે.

---

## પાઠ ૨૯. રોતો છોકરો.

સવારમાં પહોળું તાણતો ઊંદરડી
નહોર ચોપડ્યાં ભેંકડો લાહે

એક મોતી કરીને છોકરો હશે, તેને એવી ટેવ કે સવારમાં ઊઠે કે રોવા માંડે, નહાતાં રોય, નિશાળે જતાં રોય, જમતાં રોય, કાંઈ જરા થાય કે રોયઃ એની મા ઘણુંએ સમજાવે, પણ રોવાની ટેવ મેલે નહિ. એક દહાડો પહોળું મોઢું કરી સૂતો સૂતો ભેંકડો તાણતો હતો, એવામાં એક નાની સરખી ઊંદરડી તેના મોંમાં પેશી ગઈ, ને તેના નહોર બેઠા, તેથી જીભે લાહે બળવા માંડી, તે એની માએ કડવાં કડવાં ઓસડ ચોપડ્યાં ત્યારે મટી. તે દહાડાથી મોતીએ રોવાની ટેવ મૂકી. રો રો કરે તે છોકરાં ગાંડાં કહેવાય.

---

## પાઠ ૩૦. તાંબા પીતળનાં વાસણ.

તાંબાકુંડીઓ માંજેલાં ગરમાં
ધોળાશપર પીતળનાં ગોભાય
અથડાય સાચવવાં ચળકતાં

તાંબાનાં વાસણ લાલ રંગનાં હોયછે. કથરોટ, તાંબા-

કુડીઓ, ને લોટા સારીપેઠે માંજેલાં હોય, ત્યારે તો ખૂબ ચળકતાં જણાય છે.

પીતળનાં વાસણ પીળા રંગનાં હોયછે. તપેલાં, થાળીઓ, લોટા લોટીઓ, વાડકા, તાસકો, એવાં એવાં ઘણાં વાસણ પીતળનાં થાયછે.

થાળીઓ, ગરમાં, અને વાડકા, કાંસાનાં થાયછે. કાંસું રંગે પીતળ જેવું છેક પીળું નથી હોતું, પણ ધોળાશપર હોયછે. તાંબા પીતળનાં વાસણ ભોંયપર પડે કે અથડાય, તો કદાચ ગોબાય, પણ કાંસાનાં વાસણ તો ફૂટી જાય, માટે એ વાસણ બહુ સાચવવાં.

---

## પાઠ ૩૧. લુગડાંનાં નામ.

| | | | |
|---|---|---|---|
| નાનીશી | પિછોડી | પાઘડી | જામદાની |
| પોતડી | હીરકોરી | હલકી | |

અલ્યા છગન, તું નિશાળે આટલી નાનીશી પોતડી, ફાટેલી અંગરખી, ને મેલી ટોપી પહેરીને આવેછે એ શું? જોને પેલો તારા કાકાનો દીકરો ગરીબ છે, તોપણ ધોતી, પાઘડી, અંગરખું, પહેરીને આવ્યો છે, અને પિછોડી પણ નાંખી છે.

છગન બોલ્યો, મારા બાપા કહેછે કે તું આંક ભણી રહીને નામાં લખતાં શીખીશ ત્યારે તારેમાટે એક હીર-કોરી ધોતી લઈશ, ને એક હલકી પાઘડી અપાવીશ, ને પહેરીને રોજ નિશાળે જજે; જામદાનીનું અંગરખું તો એક છેજ.

# પાઠ ૩૨. ગાય.



વાગોળવું ખરીઓ ફાટ બબે
માખણ હલાવે ભાવે

જુઓ, પેલી ગાય ચરેછે. એને ઘાસ બહુ ભાવે-છે. ચરી રહીને બેઠી છે, તોએ મોં હલાવેછે. એ વાગોળેછે. જે ખાધું હોય તે પાછું મોંમાં લાવી ચાવવું એને વાગોળવું કહેછે.

ગાયને બે શીંગડાં છે, ચાર પગ છે, ને એક પૂછડું છે. એના પગની ખરીઓ જુઓ, તેની વચમાં ફાટ છે. તેથી જાણે એક પગે બબે ખરીઓ હોય તેવું દેખાય છે.

ગાયનું દૂધ આપણા ખાવામાં આવેછે, ને તેનું દહીં ને છાશ થાયછે. બીજું શું શું થાયછે? માખણ ને ઘી. ત્યારે તો ગાય ઘણીજ કામની છે.

ગાયોની શી શી વાત કહી? તેને ઘાસ ભાવેછે, ખાધા પછી વાગોળેછે, તેને બે શીંગડાં છે, ચાર પગ છે, ને

ખરીઓની વચમાં ફાટ છે. તેનું દૂધ ખાધામાં આવે છે. આ પાઠને મથાળે ગાયનું ચિત્ર આપ્યું છે.

---

## પાઠ ૩૩. ગાયની કવિતા.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગુણ | અગણિત | ખાંતે | જન | પંખી | નર નાર |
| આધાર | પશુ | પ્રાણ | જન્મતી | સુખદાતા | |

દોહરા.

ગુણ અગણિત છે ગાયમાં,
સુખદાતા કહેવાય;
દે છે તે દહીં દૂધ ઘી,
ખાંતે સૌ જન ખાય. ૧
પશુ પંખી નર નારને,
જુઓ જન્મતી વાર;
ઘણું કરી ઘી દૂધ છે,
એજ પ્રાણ આધાર. ૨

ક૦ દ૦ ડા૦

---

## પાઠ ૩૪. દૂધની જણસો.

| | | | |
|---|---|---|---|
| દૂધપાક | ઠારે | ખડબાં | જામીજાય. |
| બાસણી | વલોવે | તાવીને | લોચો |
| બૂરૂં | માવો | પેંડા | બરફી |

દૂધમાં થોડા ચોખા નાંખે, ને પછી ઘણી વાર ચૂલાપર

રાખીને દૂધને બાળે, પછી ખાંડ નાંખે, એટલે દૂધપાક થાય. ચોખ્ખા પાણીમાં રાંધીને પછી થોડું દૂધ નાંખેછે તેને ખીર કહેછે. દૂધને બાળી બાળીને છેક લોચા જેવું કરે તેનું નામ માવો. એમાં બૂરૂ એટલે ઘોએલી ખાંડ ભેળીને પછી લીંબુ લીંબુ જેવડી ગોળીઓ વાળે તે પેંડા કહેવાય. ખાંડની ચાસણી કરીને માંહે માવો નાંખે, ને પછી તેને ઠારે, એટલે તે બરફી થઈ. રાતે દૂધમાં જરા છાશ કે ખીજી કંઇ ખટાશ નાંખે, ને ઢાંકી મૂકે તો બીજે દહાડે તે બધું દૂધ જામી જાય, ને ખડબાં બંધાય એ દહીં થયું. દહીંને પાણી નાંખીને વલોવે એટલે છાશ થાય. તેમાં ઉપર ચીકણું ચીકણું તરે તે માખણ. માખણને તાવીને ઘી કરેછે.

---

## પાઠ ૩૫. જૂઠાની વાત.—ભાગ ૧.

| | | |
|---|---|---|
| લેખણ | છાનામાના | માન્યું |
| સંતાડીને | પડેલી | ટેવ |

હું તમને એક ચોરની વાત કહું. જૂઠો કરીને એક છોકરો હતો. એ કોઇક વેળા કોઈની લેખણ સંતાડીને ઘેર લઈ ગયો. તે જોઇને એની મા બોલી, અલ્યા જૂઠા, એ તારી લેખણ ન હોય; જા જેની હોય તેને આપી આવ. પણ જૂઠે માન્યું નહિ. એક દહાડો નિશાળમાં કોઈની પાઈ પડેલી હતી, તે એણે દીઠી. એ પાઈ લઇ મહેતાજીને આપી નહિ, પણ પોતે છાનામાના તેનાં બોર ખાધાં. એ વાત કોઇએ જાણી નહિ તેથી જૂઠાને ખોટી ટેવ પડી.

## પાઠ ૩૬. જૂઠાની વાત.—ભાગ ૨.

**પાવલી ચોરી લટકાવી ફજેતી**
**માનવું કાગળ કોટ**

પેલા જૂઠો ઘરમાંથીએ માબાપથી છાનું છાનું ચોરી ખાય, ને પૂછે ત્યારે માને નહિ, ને કહે જે મેં તો નથી ખાધું. એમ કરતાં કરતાં જૂઠાએ નિશાળમાં કોઇ છોકરાની પાવલી ચોરી. એ ચોરી પકડાઈ, ને તેને મહેતાજીકને લઈ ગયા. પછી મહેતાજીએ તેની કેવી વલે કરી તે જુઓ. એ પાવલીને કાગળપર ચોડીને તે કાગળપર 'જૂઠાએ ચોરી' એમ લખીને તેની કોટે લટકાવીને નિશાળવચ્ચે ઊભો કીધો, તેથી સૌ છોકરાએ તેની ફજેતી જોઈ.

---

## પાઠ ૩૭. જૂઠાની વાત.—ભાગ ૩.

**દીકરાની વઢવું શરમાયો હવાલ**
**વાળુ પહેલાં સોંપ્યો**

પેલા જૂઠાના બાપને તેડાવીને મહેતાજીએ બધી વાત કહી. પોતાના દીકરાની ચોરી કરવાની ને જૂઠું બોલવાની ટેવ સાંભળીને તેને બહુ દુઃખ થયું. પછી મહેતાજીએ તે છોકરાને તેના બાપને સોંપ્યો. તે વઢીને તેને ઘેર તેડી ગયો. જૂઠો એટલો શરમાયો કે રાતે વાળુએ ન કર્યું. જુઓ છોકરાં, ચોરી કરે તેને જૂઠું બોલવું પડે, ને પછી તેના આવા હવાલ થાય. બીજું. તમારી ચોપડી કે કાંઈ જણસ ચોરે, તો તમને કેવું લાગે

વારૂ ? તો બીજાને પણ એવું કેમ ન લાગે ? માટે કોઈનું કશું લેવું નહિ. બીજાની જણસ જોઈતી હોય, તો તેને પહેલાં પૂછવું, ને તે હા કહે તો લેવી.

---

## પાઠ ૩૮. જૂઠ ને સાચ વિષે.

**કદી પાપી દેહ શોભે પૂરો**
**ઉપાય સ્નેહ રાચે જગપતિ**

દોહરા.

જૂઠું બોલે જે કદી,
પાપી પૂરો થાય;
તે માટે બાળક તમે,
ન કરો એ ઉપાય. ૧
સાચામાં સુખ છે ઘણું,
સાચે સૌનો સ્નેહ;
સાચે રાચે જગપતિ,
સાચે શોભે દેહ. ૨

ક૦ દ૦ ડા૦

---

## પાઠ ૩૯. મેવો.

**ગાંધીની ઓળખીતો વાટી મામા**
**બદામ દરાખ *મગફળી* ચારોળી**
**દુકાન કાજુ ખજૂર**

આજે હું મારા મામાસાથે ગાંધીની દુકાને ગયો હતો.

---

* મગફળી એટલે મગની શીંગ જેને વિલાયતી શીંગ કે ભોંય-શીંગ કહે છે.

તે ગાંધી મારા મામાનો ઓળખીતો હશે, તેથી તેણે મને એક બદામ આપી, તે મેં ખાધી. પછી મને મગફળીની ટોપલી બતાવી તેમાંથી ખવાઈ તેટલી મેં ખાધી. પછી કાજુ ને ખજૂર આપ્યાં. મારા મામાએ દરાખ, ચારોળી વેચાતાં લીધાં. વળતી કેટલીએક ટોપરાંની વાટી લઈને અમે ઘેર આવતા હતા, એટલે બીજી દુકાનવાળાએ મને કહ્યું કે ભાણીઆ, મામાએ શું શું ખાવાનું અપાવ્યું? ત્યારે મને જે અપાવ્યું હતું તે કહ્યું ત્યારે તે કહે કે ખારેક ખાધી? એમ કહીને એક આપી. તે ખાઈને હું પાછો ઘેર આવ્યો.

---

## પાઠ ૪૦. સાત વાર.

| | | |
|---|---|---|
| ચંદમા | સરસ્વતી | વિદ્યા |
| ઘણાખરા | દિવસ | વાર |

તમારી નિશાળમાં સાત સાત દહાડે એક વાર છૂટી મળેછે તે રવિવાર. રવિ એટલે સૂરજ. પછી ચંદ્રમાનો વાર આવેછે તેને સોમવાર કહેછે. સોમવારકેડે મંગળવાર, ને પછી બુધવાર. ત્યારપછી ગુરૂ આવ્યો. કેટલાક લોક છોકરાંને ગુરૂવારે નિશાળે મૂકેછે, એમ જે સરસ્વતી એટલે વિદ્યા વહેલી આવડે. પણ ચિત્ત રાખીને ભણે તેને બધાએ વાર સરખા છે. પછી શુક્રવાર. તે દિવસે ચણા ખાવાનો ચાલ છે. રવિથી શુક્ર છઠ્ઠો છે, ને સાતમો વાર શનિ છે.

---

## પાઠ ૪૧. કાગડો



| | | | |
|---|---|---|---|
| જબરી | ચચ્ચાર | ડોલતો | ભાંઠ |
| વહાણામાં | કીડા | જનાવર | મેહેનતુ |
| માંસ | કુદતાં | સાંજ | માળો |

કાગડો કાળો ને તેની ચાંચ લાંબી ને જબરી હોયછે તથી તે ભોંય ખોદેછે. તેને બે પગ ને એક એક પગે ચચ્ચાર આંગળાં છે. તે ડોલતો ચાલેછે, ને અનાજ,

કીડા, કે માંસ ખાયછે, ને મુએલાં જનાવરની આંખો ફોડી ખાયછે.

કાગડા મહેનતુ તો ખરા, પણ લાંઠ બહુ, જ્યાં ત્યાં કૂદતા ફરેછે. કોઈ વાર કૂતરાને નસાડે. જ્યાં ફાવે ત્યાંથી ખાવાનું લઈ જાય. બાળકના હાથમાં કદી રોટલો હોય, તો તે પણ લઈ જાય.

કાગડા ઝાડપર માળા બાંધેછે. સૌ પોતપોતાનો માળો ઓળખેછે, ને સાંજે તેમાં જઈ સૂએછે. વહાણામાં સૂરજ ઊગ્યા પહેલાં ઊઠીને એ કા કા કરવા માંડેછે.

---

## પાઠ ૪૨. કાગડાવિષે કવિતા.

**બાળો પાંખાળો રૂપાળો ચોંપે હણવા ચતુર**
**કાગ ચાગ કાંકરો ચાહે જલદી માળો**

દોહરા.

બેઠો માળો બાંધવા,
બાળો કાળો કાગ;
બે પાંખાળો બોલતો,
નહિ રૂપાળો રાગ. ૧
કોય લઈને કાંકરો,
ચોંપે હણવા ચાહે;
ચિતમાં ચેતી ચતુર તે,
જલદી ઊડી જાય. ૨

કo દo ડાo

---

## પાઠ ૪૩. સગાં.—ભાગ ૧.

**પીતરાઈ  મોળાઈ  ભત્રીજો  ભાણેજ**
**સાળીઓ  બનેવી  માસો  ફૂઓ**

મારે એક ભાઈ ને એક બેન છે. મારા બાપનો ભાઈ તે મારો કાકો લાગે; કાકાની વહુ તે કાકી. કાકી ને કાકાનો હું ભત્રીજો થાઉં. માનો ભાઈ તે મામો, મામાની વહુ તે મામી. મામા ને મામીનો હું ભાણેજ કહેવાઉં. બાપની બેન તે ફોઈ. ફોઈના વરને ફૂઓ કહેછે. તેમજ માની બેન તે માશી અને માશીનો વર તે માસો કહેવાય.

કાકાનાં છોકરાં મારાં પીતરાઈ થાય, પણ મામાનાં છોકરાં તો *મોળાઈ ભાઈબેન કહેવાય.

બેનનો વર તે બનેવી, અને વહુનો ભાઈ તે સાળો. વહુની બેનો તે સાળીઓ કહેવાય.

---

## પાઠ ૪૪. સગાં.—ભાગ ૨.

**જમાઈ  સાવકાં  ઓરમાઈ**
**સંપસંપીને  વેવાહી  વેવાણ**

એક માબાપનાં છોકરાં હોય તે સગાં ભાઈબેન કહેવાય, પણ બાપ એક ને મા જુદી જુદી હોય તે સાવકાં કે ઓરમાઈ કહેવાય, અને તે મા પણ સાવકી કહેવાય. જો મા એક ને બાપ જુદા જુદા હોય તો તે †દૂધ-

---

*મોળાઈ એટલે મોસાળની કોરનાં.

†દૂધભાઈ એટલે આગળીઆત કે કોઠાઈ.

ભાઈ કહેવાય. ઘણાં ઘરમાં તો સાવકાં સાવકાંને બનતું નથી, પણ એ ઘણું ખોટું છે. સૌએ સંપસંપીને ચાલવું જોઇએ.

દીકરીના વર તે જમાઈ, અને દીકરીનાં માબાપ તે જમાઈનાં સાસૂ સસરો થાય. વરવહુનાં માબાપ તે એક બીજાને વેવાહી વેવાણ કહેછે.

---

## પાઠ ૪૫. કાપડ.

**ચૌટું ખાદી વાણોતર બાસ્તો હાટ**
**ફડાવ્યું દોશીવાણીઆ કાલે સેલું જાજમ**

કાલે હું ચૌટે દોશીવાણીઆની દુકાને ગયો હતો. મારે-કાજે અંગરખાનું લૂગડું વેચાતું લેવાને માટે બાપા મને તેડી ગયા હતા. ત્યાં હાટમાં જોયું તો ખાદી, બાસ્તો, સેલું, જામદાની, એવું એવું પડેલું હતું. જામદાનીમાંથી મારે કાજે એક અંગરખા જેટલું લૂગડું ફડાવ્યું; જાજમ કરાવવા માટે બાપાએ થોડીશેક ખાદી ને સેલું લીધું. અમારા વાણોતરે એક અંગરખા જેટલો બાસ્તો લીધો, ને પછી અમે ઘેર ગયા.

---

## પાઠ ૪૬. બાર મહિના.–ભાગ ૧.

**દીવાળી ઉતરાણ વસંત પર્વ**
**રામનવમી અખાત્રીજ વરસ મહિના**
**શિયાળો ઉનાળો ટાઢ**

વરસના બાર મહિના. દીવાળીને બીજે દહાડે નવું

વરસ બેસેછે. પહેલો મહિનો કાર્તક, તેમાં દેવદીવાળી આવેછે. ત્યારકેડે માગસર મહિનો. પછી પોશ, એ મહિનામાં ટાઢ ઘણી ને ઉતરાણનું પર્વ આવેછે. માહ મહિનામાં વસંતપંચમી આવેછે. ઉપલા ચાર મહિના શિયાળાના કહેવાયછે. હવે ઊનાળાના ચાર મહિના આવેછે, તેમાં પહેલો ફાગણ; તેમાં હોળીના દહાડા આવેછે. પછી ચૈત્રમાં રામનવમીનું પર્વ આવેછે. વૈશાખમાં અખાત્રીજ.

---

## પાઠ ૪૭. બાર મહિના.—ભાગ ૨.

**ચોમાસું શ્રાવણ વરસાદ ઉતરતાં**
**પચુસણ પખવાડીઉં શરાધીઆં દશરા**
**ગોકુળઆઠમ ગણપતિચોથ તિથિ**

શિયાળાના ને ઊનાળાના મળીને આઠ મહિના ગયા પછી ચાર મહિના વરસાદના આવેછે, તેને ચોમાસું કહેછે. પહેલો મહિનો આષાડ, તે ઉતરતાં દીવાસો આવેછે. એ પછીના શ્રાવણ મહિનામાં મેળા ઘણા હોયછે. ગોકળ આઠમ ને શ્રાવક લોકનાં પચુસણ પણ એજ મહિનામાં આવેછે. ભાદરવાના પહેલા પખવાડીઆમાં ગણપતિચોથ ને બીજામાં શરાધીઆં આવેછે. પખવાડીઆની પંદર તિથિઓ. આસોમાં પહેલાં દશરાનું પર્વ આવ્યા પછી દીવાળી આવેછે.

---

## પાઠ ૪૮. વાજાં.

વરઘોડો સરણાઈ નગારાં ભુંગળ ઘડીઆળ
દેવળ તતુડાં ઝમકારો કુંડાળું પખાજ
નાદ ઝાંઝ ઘંટ

વાહવા! આ વરઘોડો જોવાની તો મજા છે! માંહે નગારાં ને સરણાઈ વાગેછે. એક જણ તો ઢોલ વગાડે છે. માંહે ભુંગળો વગાડનારા પણ આવ્યા છે. ભુંગળ કરતાં તતુડાંનો સાદ બહુ ભારે હશે, ખરૂં વારૂ? આ ભુંગળ તો લાંબી છે, ને તતુડું તો મેં જોયું હતું તે કુંડાળાજેવું વળેલું હતું. વરઘોડાની પછવાડે ગાડામાં આ કેવું મોટું નગારૂં છે! વાહ! ઢોલકરતાં પખાજનો નાદ જુદી જાતનો હોયછે. ઝાંઝનો ઝમકારો બહુ થાયછે. ઘડીઆળ ને ઘંટ દેવળમાં વગાડવાને રાખે છે.

---

## પાઠ ૪૯. જન્મગાંઠ.

વરસગાંઠ પેહેરાવ્યાં કંસાર
રાઈતાં બીડાં અડાડ્યો
ઘરેણાં પાનસોપારી કઢી

મીઠા, તને એક વાત કહું. કાલે મારી વરસગાંઠ હતી. મને બાપાએ સારાં સારાં લુગડાં ઘરેણાં પહેરાવ્યાં હતાં. જમવાનું પણ સારૂં હતું, કંસાર ને રોટલી હતી, ભીંડા ને કારેલાંનું શાક હતું, ને રાઈતાં પણ હતાં. ખાવાની બહુ મજા પડી. મારી મંછી બેનના વરને જમવાને તેડ્યો

હતો. તે તો કંસાર ઉપરજ મંડ્યો, ને તેજ ખાધો. પછી જરા ભાત, દાળ, ને કઢી લીધી. બીજા કશાને તો હાથ પણ અડાડ્યો નહિ. જમી રહ્યા પછી સૌને પાનસોપારીનાં બીડાં આપ્યાં.

---

## પાઠ ૫૦. ચોખ્ખાઈ.

| | | | |
|---|---|---|---|
| ઉતરાવી | શરીર | ફીકર | ઘસવા |
| સાબુ | ગુમડાં | કોહ | જુઓ |
| દાતણ | ઊલ | ગંધાય | મસળવું |

અલ્યાં છોકરાં, આવો હું તમને એક શીખામણ દઉં. તમારે કદીએ ગંદાં રહેવું નહિ; માંદાં હઈએ કે સાજાં, પણ શરીર ચોખ્ખું રાખવું. પહેરવાનાં લૂગડાંએ ચોખ્ખાં રાખવાં; હાથ, પગ, મોં, ને આખું શરીર ચોખ્ખું રાખવું. સાબુ ચોળીને જે કોઈ નહાય તેનું શરીર વધારે ચોખ્ખું થાયછે. શરીરે મેલ ન ચડવા દેવો, કેમકે એમાંથી ગુમડાં ને કોહ થઈ આવેછે. માથું ચોખ્ખું ન રાખીએ તો માથામાં જુઓ પડે. લૂગડાં જાડાં હોય તો ફીકર નહિ, પણ ધોએલાં રાખવાં, ને તે ઠીક પહેરવાં.

સવારે ઊઠીએ એટલે દાતણ કરવું, પછી ચોળી મસળીને નહાઈ લેવું. દાતણ કરતી વેળા જરા મીઠું લઇને દાંત ઘસવા ને ઊલ ઉતારવી. એમ ન કરીએ તો મોઢું ગંધાય, ને પછી કોઈ પાસે ઊભું ન રાખે.

---

## પાઠ ૫૧. રોટલો.

**ઉપણે લુઆ ઉથલાવીને લાકડા એડવું**

**તાપ પાકવું *કલેડું લોઢી શેકવું**

ઢોર ઘાસ ખાઇને જીવેછે, પણ આપણે તો અનાજ ખાઇએ છીએ. અનાજ ખેતરમાં પાકેછે, ખેતરને ખેડીને તેમાં અનાજ વાવેછે. વરસાદ આવે તેથી અનાજ ઊગી નીકળેછે, ને સૂરજને તાપે પાકેછે. તેને મસળીને ઉપણેછે, એટલે દાણા નીકળેછે. કાચું અનાજ ખાય તો પેટમાં દુખે, તેથી તેને રાંધીને ખાયછે, દળીને રોટલા કરીને ખાયછે. પાણીએ લોટ બાંધેછે, ને તેને સારીપેઠે મસળેછે. પછી જેવડો રોટલા કરવા હોય તે પ્રમાણે લુઆ કરેછે, તે રોટલાને બે હાથે ઘડેછે, અને તે કલેઢાં કે લોઢી ઉપર નાંખીને શેકેછે. એક મેર શેકાયા, એટલે તેને ઉથલાવીને બીજી મેર શેકેછે, એટલે રોટલો થાયછે.

દૂધ ને રોટલો, દહીં ને ભાત,
લાડવા ને વાલ, ખાઓ મારા લાલ.

---

*કલેડું એટલે ઠીકરાની તાવડી.

## પાઠ ૫૨. ભલા છોકરાની વાત.

**ઢીમણું ગભરાવું વારો ખસેડ્યા ધરાવું**

**હીંચકા કોણી બઝાડીને ખૂબ**

એક વખત ઘણાએક છોકરા હીંચકા ખાતા હતા. ત્યાં એક ગરીબ છોકરો હીંચકા ખાવા લાગ્યો, એટલે એક છોકરે તેને કોણી મારી, તે તેની આંખ ઉપર વાગી, ને મોટું ઢીમણું થયું. તે રોતો રોતો આઘો જઇને ઊભો. પણ જેણે કોણી મારી હતી, તે તો તેની સામુંએ જુએ નહિ, ને હીંચકા ખાયા કરે. પછી હીંચકા ખાઈ ખાઇને ધરાયો, ત્યારે બીજાએ હીંચકા ખાવા માંડ્યા, પણ પેલા છોકરો રોતો હતો તેનો વારો તો આવેજ નહિ, એટલે એક ભલા છોકરાને દયા આવી, તેથી તેને હીંચકા આગળ લઈ ગયો ને જે છોકરા હીંચતા હતા તેમને વેગળા ખસેડ્યા, ને પેલા છોકરાને દોરડે બઝાડીને તેને પેટ ભરીને ખૂબ હીંચકા ખવરાવ્યા.

---

## પાઠ ૫૩. ઊંદર.



| | | |
|---|---|---|
| કાતરી | ચંચળ | કૂદતો |
| લોક | તરત | ખુણેખોચરે |
| સંતાઈ | સર્વે | ભોંય |

ઊંદર તો સર્વેના દીઠામાં આવેછે. એને ચાર પગ ને પૂછડી હોયછે. એના દાંત બહુ જબરા હોયછે, તેથી તે ભોંય

ખોદિછે, ને લુગડાં પણ કાતરી ખાયછે. ઊંદરની જાત ઘણી ચંચળ છે. ઝાલવા જઈએ તો ઝટ લઇને નાશી જાય. કોઈ વખત ઊંદર માણસના પગ કરડેછે, તેની ખબર પડતી નથી, કેમકે લોક કહેછે કે એ ફૂંકતો જાયછે, ને કરડતો જાયછે. એ એવો છે તો ખરો, પણ બિલાડીઆગળ એનું કશું ચાલતું નથી. એને દેખે કે તરત ખૂણેઓચરે સંતાઈ જાય, જરાએ ચૂં કે ચાં કરે નહિ.

---

## પાઠ ૫૪. ઊંદરવિષે કવિતા.

**રંજાડ ધાડ ખાસાં મની**
**દીવટ કપડાં ઉપાય પાર**

ચોપાઈ.

વધ્યા ઊંદર હારો હાર,
પકડ્યા પણ નહિ આવ્યો પાર;
રાતે તો માંડે રંજાડ,
ગડબડ જાણે આવી ધાડ. ૧
ખાસાં કપડાં કરડી ખાય,
દીવાની દીવટ લઈ જાય;
એનો એકે નહિ ઉપાય,
મની મળે તો મહા સુખ થાય. ૨

ક૦ દ૦ ડા૦

---

## પાઠ ૫૫. બકરી.—ભાગ ૧.

**પાંદડાં સાંભરેછે બાપડી ઓઢવું વાળ**

છોકરાં, તમે પહેલાં બકરીની વાત વાંચી તે સાંભરેછે કે ભૂલી ગયાં? ભૂલશો મા હો. તમે બકરી તો ઘણી

હશે. કહો, એને હાથ પગ કેટલા હોય? નહિતો સાંભળો હું કહું. બકરીને એકે હાથ ન હોય, પણ પગ ચાર હોય. હાથવિના તેમનાથી રંધાય કે ખવાય નહિ કોઈ રાંધેલું મૂકે તો તે ખાય, નહિતો પાંદડાં ને કાચા દાણા ખાઈને પેટ ભરે. ગાયો ને કૂતરાં જેમ મોઢેથી ખાય છે તેમ બકરાંએ ખાયછે. પણ બાપડી બકરીને ટાઢ વાય ત્યારે શું ઓઢતી હશે, તે જાણોછો? નહિતો હુંજ કહુંછું. એના ડીલપર એટલા વાળ હોયછે કે એને જરાએ ટાઢ ન વાય.

---

## પાઠ ૫૬. બકરી.—ભાગ ૨.

### આંચળ ધાવણા જોર

આપણને કુતરો કરડવા આવે ત્યારે તેને હાથવતી મારીએ છીએ, તેમ બકરીને કોઇ મારવા આવે તો હાથવગર તે શાથી સામી થાય? એનાં ઊભાં શીંગડાં તમે જોયાં નથી? ગાયો, બળદ, આખલા જેમ શીંગડાં મારે છે, તેમ બકરીએ શીંગડાં મારેછે. જનાવરને શીંગડાં એટલામાટેજ કર્યાં છે. બકરીને બે આંખો, બે કાન, બે આંચળ, ને એક પૂછડી હોયછે. એ આંચળે તેનાં બચ્ચાં ધાવેછે. એનું દૂધ માણસના ખાધામાં આવેછે. ધાવણા બાળકની મા મરી જાયછે ત્યારે તેને બકરીનું દૂધ પાયછે. બકરીઓમાં જોર હોય ખરું, પણ બકરા તો ઘણા જબરા હોયછે.

---

# પાઠ ૫૭. પાણી.

ઝાડપાલો નદીઓ મોળું ખારૂં
કૂવો વાવ મીઠું તળાવ

પાણીવડે સૌ જીવેછે. પાણી ન હોય તો આપણે શું પીએ? નહાઈએ ધોઈએ શાથી? પાણીવગર તો જરાએ ચાલે નહિ. ઝાડપાલાને પણ પાણી જોઈએ. ત્યારે એટલું બધું પાણી ક્યાંથી આવતું હશે? કૂવા, તળાવ, નદીઓ, વાવો, એ સઘળાં પાણીથી ભરેલાં હોયછે. તેમાંથી આપણે જોઈએ તેટલું લાવીએ. કૂવાકરતાં તળાવમાં પાણી ઘણું, ને તળાવકરતાં નદીમાં વધારે હોયછે.

તળાવ ને નદીનું પાણી તો મીઠું હોયછે, પણ કોઈ કોઈ કૂવાનું પાણી મોળું હોય, ને કોઈનું મીઠુંએ હોય. કોઈ કોઈ કૂવાનાં તો એવાં ખારાં હોયછે, કે તેવડે મીઠું પકવેછે.

---

# પાઠ ૫૮. ચોરી.

લખોટી ઠરે

દલપત—જો આ લખોટી કેવી મજાની છે?

ભગુ—બહુ સારી છે. તને કોણે આપી?

દલપત—કોઈએ નહિ, હું કસનના ઘરમાં રમવા ગયો હતો, ત્યાંથી લાવ્યો.

ભગુ—કોઈને કહીને લાવ્યો?

દલપત—ના, છાનોમાનો લાવ્યો. મારે જોઈએ તે લઉં. તેમાં શું ખોટું?

ભગુ—કેમ ખોટું નહિ? હું તારી ચોપડી કે ટોપી લઈ જાઉં, તો તને ગમે?

દલપત—ના, એ તો મારાં છે, તારાથી મારૂં ન લેવાય.

ભગુ—ઠીક, તો તારાથી એ કસનનું કે બીજા કોઈનું કંઈ પૂછયા વિના ન લેવાય. લઈએ તો ચોરી કરે. ચોરવું નહિ. પારકી જણસ પૂછયાવિના લેવી નહિ, એવું પહેલી ચોપડીમાં વાંચ્યું હતું તે ભૂલી ગયો?

દલપત—હા રે હા, ખરી વાત. ત્યારે તો એની લખોટી એને પાછી આપી આવું.

---

## પાઠ ૫૯. ચોરીવિષે કવિતા.

મહીપતિ પસ્તાય પાછળથી *ચાહન ઝલાય

દોહરા.

જે નર ચોરી જઈ કરે,
સમજી તેમાં સુખ;
પાછળથી પસ્તાય છે,
દેખે જ્યારે દુઃખ. ૧
ચોરી ચાહન થાય છે,
જ્યારે ચોર ઝલાય;
બાંધી મારે મહીપતિ,
ફજેતી થાય. ૨

ક૦ દ૦ ડા૦

---

## પાઠ ૬૦. ઘર.—ભાગ ૧.

| | | | |
|---|---|---|---|
| આંગણું | પછીત | છીંડી | અગાશી |
| અજવાળું | ચોક | ફરા | ઓરડો |
| પરશાળ | ઓટલો | મેડો | |

છોકરાં, સાંભળો, હું તમને ઘરની થોડી એક વાત કહું.

* ચાહન એટલે જાહેર, ઊઘાડું.

ઘરની આગળ આંગણું ને બે મેર કરા હોય છે. પછવાડે ભીંત હોય તેને પછીત કહેવી. પછીતની પછવાડે ઊઘાડી જગા થોડી હોય તેને છીંડી કહે છે. કેટલાંક ઘરને મેડા હોય છે. છાપરાં તો બધાં ઘરને હોય. છાપરૂં થોડું હોય તો અગાશી કરેલી હોય. ઘરમાં વચ્ચે ચોક હોય છે, તેથી અજવાળું પડે છે. ઓરડાની આગળની જગા તે પરશાળ કહેવાય. આંગણામાં, ઉંચી ઊઘાડી જગા કરી હોય; તેને ઓટલો કહે છે.

---

## પાઠ ૬૧. ઘર.—ભાગ ૨.

| | | | |
|---|---|---|---|
| રસોડું | *ભંડારીઆં | પાણીઆરૂં | ટાંકાં ઓટલી |
| અંધારૂં | રસોઈ | ધુમાડો | ગોટાય જાળી |
| બારી | ધૂમાડીઉં | ચોકડી | છો ઝીલવું |
| ગોખલા | તાકાં | તાળું | દાદર નીસરણી |

ઘરમાં જ્યાં રસોઈ કરે તે રસોડું કહેવાય. કોઇને ત્યાં રસોડામાં બહુ અંધારૂં હોય છે, ને ધુમાડો ગોટાય-છે; પણ જાળી કે બારી મૂકેલી હોય તો તેમ ન થાય; ને ઘરમાં ધૂમાડીઉં હોય તો સૌથી સારૂં. રસોડામાં ખાવાનું ઢાંકવાને ભંડારીઆં હોય છે. પાણી રેડવાને અને નહાવા ધોવાને ચોકડીઓ હોય. પાણીઆરા પર પાણી પીવાની ગોળી કે બેડાં મૂકે. ગામડામાં છોનું પાણીઆરૂં થોડેજ ઠેકાણે હોય, પણ પાણીનાં બેડાં મૂકવાને ઓટલી કરે છે. પાણીઆરાં પાસે કેટલાંક ઘરમાં ટાંકાં કરેલાં હોય-છે, તેમાં વરસાદનું પાણી ઝીલીને ભરી મૂકે છે. દીવા કે કંઈ જણસ મૂકવાને ભીંતમાં ગોખલા હોય છે. મોટા

---

*ભંડારીઆં એટલે હાટડાં.

ગોખલા હોય તેને તાકાં કહે; તેને તો બારણાંએ હોય છે, ને તેને તાળું પણ દેવાયછે. મેડે ચઢવાને દાદર અને નીસરણી હોય છે.

---

## પાઠ ૬૨. કૂકડી અને તેનાં બચ્ચાં.



ખડખડે દીપે ભાતભાતના ઊકરડા ખોતરવાની
વહાણું કૂકડી સેવે બીકણ ધસવું
છેડવું માંજર પીળાં ધંધો વળગવું

કૂકડી બચ્ચાંને કેવી જાળવે છે! જરા ખડખડે કે તે

મધળાં એની પાસે જતાં રહેછે, ત્યારે તેમને તે પાંખ તળે ઢાંકી દેછે. કૂકડી રાત દહાડો એનાં બચ્ચાંને સેવેછે, પણ તે કાયર થતી નથી. કૂકડી જાતે બીકણ હોયછે, પણ જો કોઈ તેનાં બચ્ચાંને છેડવા આવે, તો તેના સામી ધસીને દોડે છે. એવી રીતે એનાં બચ્ચાંને જાળવેછે. કૂકડાને માથે લાલ માંજર હોયછે, તેથી તે ઘણો દીપે છે. તેનાં પીછાં ઘણાં ચળકતાં હોયછે, ને તેમાં ભાતભાતના રંગ હોય છે, તેથી તે ઘણો રૂપાળો દેખાય છે. કૂકડાને ઊકરડા ખોતરવાની બહુ ટેવ હોયછે. રોજ વહાણું વાય, એટલે તે કુકડૂકુક બોલે છે, તેથી માણસ ઊઠીને પોતપોતાને ધંધે વળગે છે.

---

## પાઠ ૬૩. કીડીઓ ને સાપ.

| | | | |
|---|---|---|---|
| ગણતો | ચગદી | છેલ્લીવારે | પ્રાણ |
| વેર | લગારેક | ચટકા | સાપ |
| કીડી | નાગ | છોલાયું | ફેણ |
| જીવ | નબળા | | |

એક મોટો સાપ હતો, તે કોઇને ગણતો નહિ. ઊંદર અને એવાં એવાં બીજાં જનાવરને મારી નાંખતો. એક વખત તેણે કેટલીક કીડીઓને પણ ચગદી નાંખી. પછી દરમાં પેસતાં તેનું શરીર લગારેક છોલાયું, ને લોહી નીકળ્યું, એટલે એક કીડીએ તેને વાગેલ ઠેકાણે વળગીને ચટકા દીધા. તેથી તેણે બહાર નીકળીને ભોંયપર ફેણ પછાડી, તેમ તેમ તો વધારે લોહી નીકળવા લાગ્યું, અને કીડીઓ પણ વધારે વધારે ભેગી થઇને વળગવા માંડી. છેલ્લી વારે ઘણી કીડીઓએ મળીને તેનો જીવ લીધો. તેને મરતી વખતે એક ઊંદરે કહ્યું—

દોહરા.

આઝા નબળા લોકથી
કદી ન કરીએ વેર,
કીડી કાળા નાગનો
પ્રાણુજ લે આ પેર.

ક૦ દ૦ ડા૦

---

## પાઠ ૬૪. છોડવા.—ભાગ ૧.

| | | | |
|---|---|---|---|
| મૂળીઆં | જીવે | છોડવા | વાદળ |
| વાટ | ઓગળે | વેહ | કસ |
| થડ | ડાળાં | ફૂલ | ફળ |

આપણે દાણા ને શાકભાજી ખાઈએઈએ. પશુ પંખી ઘાસ, દાણા, બીઆં ચરી ખાયછે, પણ ઝાડ શું ખાતાં હશે? એમને સારૂ કંઈ ખાવા પીવાનું હશે કે નહિ વારૂ? કઈ રીતે ખાતાં હશે? ને ખાતાં હશે, તો એને મોં હશે કે નહિ?

એ બધું છે. ઝાડનાં મૂળીઆંમાં ઝીણા ઝીણા વેહ હોય છે, તેવતી તેઓ ખાય છે, માટે તેને ઝાડનું મોં કહીએ તો ચાલે. વાદળમાંથી વરસાદ પડેછે, તેમાં ભોંયમાંનો કસ ઓગળે છે. તે મૂળીઆં વાટે ચડીને થડ, ડાળાં, પાંદડાં, ફૂલ, ફળ, બધે જાયછે, તેથી બધાં જીવે છે. નાનાં ઝાડને છોડવા કહેછે. ભોંયપર દોરી જેવું પાતળું થઇને પથરાયછે, તેને વેલા કહેછે. આંબાનું તે ઝાડ કહેવાય, ગલગોટાનો તે છોડ કહેવાય, ને કોહળાનો તે વેલો કહેવાય.

---

## પાઠ ૬૫. છોડવા.—ભાગ ૨.

લીલાં કરમાઇને સીંચીએ છાંટવું
કચરો સૂકાવું ટઢાર તાજા

વરસાદ વરસતો નથી, ત્યારે બિચારા નાના નાના છોડવાના કેવા હાલ થાયછે, તે તમે જોયું તો હશે. ઊનાળામાં મસ તાપ પડેછે, ને ભોંયમાંનું પાણી સૂકાઈ જાય છે, ત્યારે છોડવા કરમાઇને લૂલા થઈ જાયછે, ને ઘણા દહાડા પાણી ન મળે તો મરી જાયછે. એ વેલાને ટઢાર કરવાને આપણે કૂવાનું પાણી સીંચીએ છીએ. કોઈના ઘર પાસે તળાવ કે નદી હોય, તો તેમાંથી પાણી કાઢીને પાયછે, તેથી છોડ બધા પાછા તાજા થાય-છે. પાણી ઝાડનાં મૂળ આગળજ રેડવું એટલુંજ નહિ, પણ તેના ઉપર પણ છાંટવું જોઈએ કે કચરો હોય તે ધોવાઇને ચોખ્ખું થાય. વરસાદના દહાડામાં તે કેવાં સારાં દેખાયછે! ચોમાસામાં ઝાડ કેવાં મજાનાં લીલાં લીલાં દેખાયછે!

---

## પાઠ ૬૬. રીસાળ છોકરો.

રીસાળ પીરસેલી વેદના પૂણે
રીસાયો મુદ્દલ ભાંડુ વીંછી
ચેન મેળો માલ ટેવ

એક છોકરો બહુ રીસાળ હતો, તે ઘરમાં વાત કરતાં જેની તેની સાથે રીસાય. કોઈ ભાંડુસાથે એને બને નહિ. એક દહાડો ઘરમાં દૂધપાક જરા થોડો મૂક્યો હશે, તેથી પેલા રીસાળ છોકરાને એવી રીસ ચડી કે તે પીરસેલી થાળી પડતી મૂકીને એક ખૂણે જઇને રોવા બેઠો. ત્યાં

એક વીંછી એને કરડ્યો. તેની વેદના એવી થઈ કે તે દહાડે એને મુદ્દલ ચેન પડ્યું નહિ. એક દહાડો મેળામાં જવાનું હતું, પણ એ રીસાયો એટલે એનો બાપ એને તેડી ન ગયો, તેથી એને બહુ ખોટું લાગ્યું. પછી તે દહાડેથી એ સમજ્યો, જે આપણી રીસ તો આપણનેજ પૂણે છે, એમાં કંઈ માલ નહિ. એવી રીતે સમજીને તેણે પછી રીસાવાની ટેવ છોડી દીધી.

---

## પાઠ ૬૭. ચકલી.

**તણખલાં ઇંડાં રૂ વસ્તુ ગામ આખું**

ચકલી તો તમે સૌએ દીઠી હશે, નહિ વારૂ? ઝાડપર કદી કદી કેવી ચીંચીં કરી મૂકે છે! આપણા ઘરમાં એ આમથી આમ ને આમથી આમ ઊડ ઊડ કરેછે. એને બે પાંખો, એક ચાંચ, ને બે પગ હોય છે. ઝાડઉપર ને છાપરાંને કે બીજા કરાને ખૂણે ખોચરે તણખલાં, રૂ, ને એવી બીજી વસ્તુના માળા બાંધે છે. એ માળામાં ઇંડાં મૂકે-છે, તેમાંથી બચ્ચાં નીકળેછે. પછી કેટલેક દિવસે તે બચ્ચાંને પાંખો આવેછે, ત્યારે ચકલી તેમને ઊડતાં શીખવેછે. ચકલી આખું ગામ રઝળીને એની ચાંચ-માં દાણા ને બીજું જે મળે તે તે લાવીને બચ્ચાંની ચાંચ-માં ધીમે ધીમે મૂકે છે.

---

## પાઠ ૬૮. સૂરજ.

**પાળો ઝાંઝવાં તેજ ધાન્ય**
**સૂરજ ગરમી નીપજવું સર્વે**

સૂરજ તો તમે સર્વે જણે દીઠો હશે ખરો. એ થાળી જેવડો મોટો હોયછે. સૂરજવડે અજવાળું ને ગરમી પડે-

છે, ને ગરમીને લીધે ઝાડ, પાણી, ધાન્ય, મેવા, એ સર્વે જણસો નીપજેછે. એ સૂરજની ગરમી ન હોય, તો એમાંનું કશુંએ થાય? સૂરજના અજવાળાથી આપણને બધું દેખાયછે. અંધારે એવું દેખાતું નથી. જ્યાં સૂરજનું અજવાળું ઓછું હોયછે, ત્યાં ટાઢ વધારે રહેછે. સૂરજનું તેજ એવું છે જે તેના સામું જોવાતું નથી. કદી જોવા માંડીએ તો આંખે ઝાંઝવાં વળે.

---

## પાઠ ૬૯. છોકરો ને વાઘ.

| | | | |
|---|---|---|---|
| બગાડ | ધાજો | સીમમાં | ખેતરવાળા |
| ગભરાઈ | છેતરવું | આસપાસ | ખેડુત |

કોઈ એક છોકરો સીમમાં બકરાં ચારતો હતો. તેણે એક દહાડો રમતમાં અમથી બૂમો પાડી જે ઓ વાઘ આવ્યો, ઓ વાઘ આવ્યો, ધાજો રે ધાજો. એટલામાં આસપાસ ખેતરવાળા હશે, તે દોડતા આવ્યા, ને જોયું તો ત્યાં કંઈ વાઘ તો મળે નહિ, ને પેલો છોકરો સામો તેમના ભણી જોઈને હસવા મંડી ગયો. પેલા બાપડા શરમાઈ ગયા, ને તેમને બહુ ખોટું લાગ્યું. પછી બીજીવાર જ્યારે ખરેખરો વાઘ આવ્યો, ત્યારે પેલે છોકરે ગભરાઈને બૂમો પાડી જે વાઘ આવ્યો રે, વાઘ આવ્યો રે, પણ પેલાં ખેતરનાં માણસે એની વાત સાચી માની નહિ તેથી તે વાઘે એના કેટલાંએક બકરાં મારી નાંખ્યાં. જુઓ, જૂઠું બોલવાથી કેટલું નુકસાન થયું!

હવે જો પેલે છોકરે જૂઠું બોલીને ખેડુતને છેતર્યા ન હોત, તો એનો આટલો બગાડ થાત નહિ.

## પાઠ ૭૦. બે કૂતરાની વાત.

ઘુરકવું પામીએ ભસવું ગરીબ
લોહીલોહાણ બચકાં તૂટી પડવું સોબત

કાળીઓ ને મોતીઓ બે કૂતરા હતા. મોતીઓ ગરીબ હતો. કોઇને ભસે નહિ કે કરડે નહિ. કાળીઓ જેને દેખે તેને ભસે, ને કરડવા જાય, ને લાગ ફાવે તો કરડીએ ખાય. એક દહાડો એ બેઉ બીજે ગામ ગયા. ત્યાંનાં કૂતરાં તેમની પાસે આવ્યાં. મોતીઓ કાંઈ બોલ્યો નહિ, પણ કાળીએ આંખો કાઢી ઘુરકવા ને ભસવા માંડયું, ને બચકાં ભરવા મંડયો. બધાં કૂતરાંને ઘણી રીસ ચડી, ને કાળીઆ મોતીઆ ઉપર તૂટી પડયાં, ને બંનેને લોહીલોહાણ કર્યાં. મોતીઓ બાપડો ગરીબ હતો, પણ કાળીઆની સોબતમાં આવ્યો, માટે એણે પણ માર ખાધો. આપણે ભૂંડાં છોકરાંની સોબત કરવી નહિ; કરીએ તો દુઃખ પામીએ.

---

## પાઠ ૭૧. ભાઇબેન.

પજવીએ ઉગામીએ માંહોમાંહે
હળીમળીને દુખાય રાજીથવું

ભાઇબેનઉપર હેત રાખીએ, તેમને પજવીએ નહિ, ને ગાળો ન દઇએ. તેમના ઉપર કદી હાથ ન ઉગામીએ. તેમની કને કાંઈ વસ્તુ હોય, ને તે લેવાનું મન થાય તો તે માગીએ નહિ. કશી વાતે તેમની જોડે રીસાઈએ નહિ. આપણી કને કાંઈ ખાવાનું હોય, તેનું તેમને મન થાય, તો સોએ મળીને તે વહેંચી ખાવું.

તમે જ્યારે માંહોમાંહે લડી મરોછો, ત્યારે તમારાં

માબાપનો જીવ બહુ દુખાય છે, ને જ્યારે તમે હળીમળીને રહો છો, ત્યારે તમને દેખીને તે રાજી થાયછે. તમે સો સંપસંપીને ચાલો તેમાં તે બહુ રાજી રહેછે.

---

## પાઠ ૭૨. ઈશ્વરે બધું કીધું છે.

**ઝગઝગાટ વહાલો ચીજ ઊંચો**
**પૃથ્વી ઘોર ગગન પરમેશ્વર**

દીવા તો રોજ તમારા જોવામાં આવે છે, કેમ વારૂ? એ દીવા પોતાની મેળે થાયછે? ના. આ ઘર એની મેળે બંધાયું વારૂ? ના. કોઇ પણ જણસ એની મેળે થાયછે? ના.

હવે દીવા કરતાં ઘણી ચળકતી ચીજ શી છે? સર્વે ઠેકાણે અજવાળું શાથી પડેછે? સૂરજથી. સૂરજના અજવાળાથી બધે કેવો ઝગઝગાટ થઇ રહેછે! ટાઢના દહાડામાં સૂરજનો તડકો વહાલો લાગેછે. તડકાની ગરમીથી સર્વ કાંઈ નીપજેછે, નહિતો કશું થાય નહિ, ને અંધારૂં ઘોર થઈ રહે. સૂરજ ન હોત તો આપણાથી જીવાત નહિ. ગગનમાં સૂરજ ઘણો ઊંચો છે. સૂરજને કરનાર કોણ? પરમેશ્વર. પૃથ્વી, પાણી સર્વે એણે કર્યું છે.

---

## પાઠ ૭૩. ઈશ્વરનો મહિમા.

**કરનાર જગ સરજનાર મહિમા ભજવા**
**આમલી કોઠા આંબો તારા દેવ**

ચોપાઈ.

જુઓ ભાઈ આ મોટાં ઝાડ,
તેમાં સોથી ઊંચો તાડ;

આમળી આંબા કોઠી કોય,
જો તેનાં ફળ જુદાં હોય. ૧
જે આ જગનો છે કરનાર,
સૂરજ તારા સરજનાર ;
એજ અમારો મોટો દેવ,
તેને ભજવા ધરીએ ટેવ. ૨

ક૦ દ૦ ડા૦.

---

## પાઠ ૭૪. નિશાળ.

| | | | |
|---|---|---|---|
| રંગત | સો | પોતીઆં | પાટી |
| વતરણું | એકડેએક | મોઢે | ધૂળ |
| તૈયાર | સ્લેટ | ખડી | ફીકર |

હરીઓ કરીને એક છોકરો હતો. તે એક દહાડો એની માને કહેવા લાગ્યો કે, જી, મને સોલગણુ એકડેએક મોઢે તો આવડ્યા ; કાલથી તો હું પાટીપર લખીશ. એની મા બોલી કે બહુ સારૂં, ત્યારે હવે તારા બાપાને કહીને રંગત વતરણાં મગાવીએ. પણ મને તો ફીકર લાગે છે કે હવે તું લૂગડાં બહુ મેલાં કરીશ. તારા મહેતાજી સ્લેટ પર લખાવતા હોય તો કેવું સારૂં ! આતો પાટીપર ધૂળ નાંખીને લખીશ, તે બધી ધૂળ તારાં લૂગડાંપર ઊડશે. હરીઓ કહે, ના મા, હું તો બહુ જાળવીને લખીશ. મારાં પોતીઆં કે અંગરખાં ઉપર ધૂળ નહિ પડવા દઉં. પણ મારે સારૂ પાટી મંજાવીને તૈયાર કરાવની. મા બોલી, ઠીક, હું જગાને કહીશ. તે ખડી વાટીને તારી પાટીપર ચોપડી આપશે, તેને તું પછી સૂકાવા દેજે.

## પાઠ ૭૫. પાટી.

**ચિતારો ચડાવતો ખડીઓ હરડાંબેડાં**
**હિરાકશી ભાઈબંધ શાહી ખરૂં**

હરીઆ એના ભાઈબંધ જગાને કહે છે, જગા તેં તારી પાટી શાવતી રંગી?

જગો.—ના, ભાઈ, મેં રંગી નથી. એ તો મેં ચિતારાને ત્યાં મોકલી હતી. તે ચિતારાએ રંગી આપી.

હરીઆ.—વાહવારે જગા, તું મને હસે છે. જો પરમ દહાડે આપણે બે જણ રામશંકર ભટના ઘરઆગળ ઊભા હતા, ત્યારે એનો છોકરો પાટીપર કાળો રંગ નહોતો ચડાવતો?

જગો.—હા. ખરૂં, પણ એ રંગ નહોતો, એ તો શાહી ચડાવતો હતો. ગાંધીને ત્યાં હિરાકશી ને હરડાંબેડાં મળે છે, તેનો ભૂકો પાટી ઉપર ચઢાવે તો એ કાળી થાય. પણ હરીઆ, હવે તારે તો લખાણને સારૂ ખરૂં, ને ખડીઆમાં પૂરવાને ખડી મંગાવવી પડશે. તે નહિ હોય તો લખીશ શાવતી?

---

## પાઠ ૭૬. ધનતેરશ.

**બાજુબંધ કુંદોરો ધનતેરશ ઠુંપીઓ***
**છવીટીઆં બેરખી વાનાં કડાં**
**સાંકળાં ચોકડાં અંકોટી વીંટી**
**પોંચી બાજઠ તુશીપાટીઆં બાઈડીઓ**

ધનતેરશને દહાડે હું મારા ભાઈબંધને ઘેર ગયો હતો. ત્યાં એના ઘરમાં ઘરેણાં ધોતા હતા, તેમાં મારા ભાઈબંધના હાથનાં કડાં, સાંકળાં, બાજુબંધ, ચોકડાં, ને વીં-

* ઠુંપીઓ એટલે ગળચવો.

ટીઓ હતી. એના બાપની પોચાં ને કંદોરો પણ ધોઇને બાજઠઉપર મૂકેલાં હતાં. એક કોરે હાથનું કડું, ટુંપીઓ, ને હીરાકંઠી એટલાં વાનાં મૂકેલાં હતાં. માંહે તુશીપાટીઆં, અકોટી, એરખી, વાળી, વાંક એવાં એવાં બાઈડીઓનાં પણ કેટલાંક ઘરેણાં હતાં. રૂપાનાં કલ્લાં, સાંકળાં, છવીટીઆં પણ ધોઇને ચળકતાં કરી મૂક્યાં હતાં.

---

## પાઠ ૭૭. સોનું ને લોઢું.

ખીલા કીમત *હળપુણી પાવડો
સોનેરી બુટ્ટા કીનખાબ સાંકળ
નકુચા

સોનું કહે, હું મોટું, ને લોઢું કહે, હું. સોનું કહે, લોક સોનાનાં ઘરેણાં કરાવી પહેરે છે, તેથી કેવા દીપે છે! પાઘડીએ કસબ હોય તે પણ સોનેરી. કીનખાબમાં પણ સોનેરી બુટ્ટા આવેછે. કોઇએ લોઢું પહેર્યું સાંભળ્યું નથી. એટલું સાંભળીને લોઢું બોલ્યું, એ તો ખરૂં, પણ મારેવડે તું છે. કોદાળી, પાવડા લોઢાનાં થાયછે. તેવડે તને ખોદીને કાઢે છે. હળમાં હળપુણી હોય છે તે મારી થએલી. જો એ ન હોય તો ખેતર ખેડાય નહિ, ને અન્ન પાકે નહિ, તો માણસ કેમ જીવે? ખીલા, નકુચા, સાંકળો, એવું સર્વે મારૂં થાયછે, માટે હું મોટું. તારી કીમત થાય, પણ મારી કીમતનો તો પાર નહિ. તારાવગર ચાલે, પણ મારાવિના ન ચાલે.

---

## પાઠ ૭૮. ડોકું.

હડપચી ગાંસડી લમણા બાબરી
બોચી ડોકું મોખરો ચોટલી
ચોટલો હોઠ ધડ

આપણાં શરીરમાં ડોકું ને ધડ એવાં બે વાનાં છે.

---

* હળપુણી એટલે હળમાં લોઢાનો દાંતો હોયછે તે.

ડોકું ઉપર છે, ને ધડ એની નીચે છે. ડોકાપર માથું છે, ને માથાઉપર વાળ ઊગે છે. બે આંખો, બે કાન, એક નાક, ને એક મોઢું, એ સૌ ડોકામાં મોખરા આગળ છે. આંખોઉપર કપાળ છે. આંખો ને કાન વચ્ચે લમણા, ને મોં ને કાન વચ્ચે ગાલ. માથાપર નાનાં છોકરાંને બાબરી હોય છે, મોટાંને ચોટલી કે ચોટલો હોય છે. મોઢાને બે હોઠ છે. મોંમાં જીભ ને દાંત છે, હોઠ નીચે હડપચી છે. ડોકું ને ધડ એ બેની વચ્ચે ગળું, ને ગળાની પછવાડે બોચી આવી. મજૂર માણસ ગાંસડી કે ટોપલા માથે મૂકીને લઈ જાય છે.

---

## પાઠ ૭૯. ધડ.

| | | | | |
|---|---|---|---|---|
| ધડ | વાંસો | *ઢીંચણ | ખભા | હથેલી |
| બગલ | કેડો | પછવાડે | કાંડું | નખ |
| પેડુ | ગાળો | થાપા | †સાથળ | નળો |
| તળીઉં | એડી | ઘુંટી | કાખ | છાતી |

ધડની ઉપલી મેર બે પાસે બે ખભા છે. ત્યાંથી આગળ હાથ આવ્યા. બે હાથની વચ્ચે છાતી ને પેટ; એ બેની પછવાડે વાંસો આવ્યો. છાતી, હાથ, ને ખભાની વચ્ચે જે ખાડો તેને કાખ કહે છે. હાથને વચલે ગાળે કોણી આવી. ત્યાંથી આગળ કાંડું, હથેળી, આંગળાં ને આંગળાંને છેડે નખ. પેટની નીચે પેડુ આવ્યું. તેની બે પાસે બે કેડો. મા છોકરાને કેડે બેસાડે છે. એ ધડ નીચે બે પગ છે. એકેક પગને વચલે ગાળે ઢીંચણ છે. ઢીંચણની ઉપરના થાપાને સાથળ કહે છે, ને નીચેનો ભાગ નળો કહેવાય છે. પગની નીચે તળીઉં, પછવાડે એડી, ને વચમાં ઘુંટી આવીછે.

---

* ઢીંચણ એટલે ઘુંટણ. † સાથળ એટલે જાંગ.

## પાઠ ૮૦. નઠારી સોબત.

આંબાવાડીઉં ટપેર્યા ઝાંપો

રખવાળ પહોંચ્યો કેરી

જેઠો ને હરીઓ કરીને બે છોકરા હશે, તે બીજાં છોકરાંને મારે, ગાળો દે, ને કદી લાગ ફાવે તો ચોરીઓ કરે. એક દહાડો એ બંને જણાને માર્ગમાં એક દુર્લભ નામે છોકરો મળ્યો, તે ડાહ્યો હતો. તેને પેલા બે જણે કહ્યું, અલ્યા દુર્લભ, હીંડ આપણે રમવા જઈએ. એમ કહીને સાથેસાથે એક આંબાવાડીઆમાં ગયા ને ઝાંપો ઉઘાડીને માંહે પેઠા. દુર્લભ એક કોરે ઊભો રહ્યો, ને પેલા બે તો કેરીઓ પાડવા મંડ્યા. એવામાં તેનો રખવાળ આવી પહોંચ્યો; તેણે તેમને પકડીને ખૂબ ટપેર્યા. દુર્લભ કહે, હું તો ભાઈ કશામાં નથી. મને શું કરવાને મારે છે? પેલે રખવાળે કહ્યું કે આ બે ભૂંડા છોકરાની સોબતમાં ઝલાયો, એ માટે એમની વલે તે તારી વલે.

---

## પાઠ ૮૧. સંગત.

સંગ પ્રેમ ઠામ ભાગ્યશાળી

છપ્પો.

જેને જેવો સંગ, રંગ બહુ તેવો બેસે;
જેને જેવો સંગ, પ્રેમ પણ તેવો પેસે;
જેને જેવો સંગ, કામ તેવાં તે કરશે;
જેને જેવો સંગ, ઠામ તેવે જઈ ઠરશે;
કૂડે સંગે કૂડો થશે, ક્રૂરે સંગે ક્રૂરો બને;
સારા મેહેતાના સંગથી, ભાગ્યશાળી વિદ્યા ભણે.

કવિ સામળભટ.

---

## પાઠ ૯૨. ખાંડની જણુસો.

જલેબી   પોર   પકવાન   હારડા
ભાખરા   ભાણે   પતાસાં   બરફી

એક છોકરો નાતમાં જમવા બેઠો હશે. એને ભાણે જલેબી આવી, તે જોઈને એના બાપાને પૂછ્યું, બાપા, એ શેની થતી હશે? બાપ બોલ્યો, ગહૂંનો લોટ, ઘી, ને ખાંડ, એટલી જણુસોની એ થાયછે.

છો૦—વારુ બાપા, ખાંડની બીજી શી શી ખાવાની જણુસો થાયછે?

બા૦—બરફી ખાંડની થાયછે. પેંડામાં ખાંડ આવે-છે. હોળીના દહાડામાં હારડા કરે છે તે ખાંડના. દીવા-ળીમાં રમકડાં કરે છે તે પણ ખાંડનાં કરે છે. તે દહા-ડે પતાસાં તેં ન હોતાં ખાધાં, તે પણ ખાંડનાં. ઘેબર કરીને પકવાન થાયછે તેમાં ખાંડ ઘણી આવે છે.

છો૦—હા રે હા, ખરી વાત, પોર આ દહાડે મારી માની જોડે હું નાતમાં જમવા ગયો હતો, ત્યારે મેં ઘેબર દીઠાં હતાં. મોટાં ધોળાં ને જાડાં ભાખરાજેવાં હોય છે, ખરું વારુ?



# પાઠ ૮૩. એક કૂતરાની વાત.



ખાતર  વણજારૂ  દાટલું
ખોતરવું  નજર

કોઈ એક માણસની પાસે એક વણજારૂ કુતરો હતો. તે માણસને ઘેર ચોર ખાતર પાડીને ધન લેઈ ગયો, ને તે એક ખેતરમાં જઇને દાટ્યું. પેલે કુતરે તેની પાછળ પાછળ જઇને જે ઠેકાણે તે ધન દાટ્યું હતું, તે નજરમાં રાખ્યું. પેલો ધણી ઊઠયો ને ખાતર પડેલું દેખીને હાય, હાય, કરીને છાતી કૂટવા મંડયો, ત્યારે પેલો કૂતરો આવીને તેની પિછોડી તાણવા લાગ્યો, પણ પેલો ધણી કંઈ સમજે નહિ. પછી લોકે કહ્યું, આ કૂતરો શું કરવા પિછોડી તાણે છે, તું જો તો ખરો. પછી કુતરો પિછોડી તાણતો તાણતો જ્યાં લઈ ગયો ત્યાં તે ગયો, ને ધન દાટેલું હતું તે ઠેકાણે તે કૂતરે ખોતરવા માંડયું. તે જોઈ ધણીએ પણ તે ઠેકાણે ખોદ્યું, એટલે બધુંએ ધન જડયું. એ રીતે ગએલું ધન કૂતરો હતો તો પાછું આવ્યું.

---

## પાઠ ૮૪. કેરી ને શાકરની વઢવાડ.

| | | | |
|---|---|---|---|
| મેળાપ | શેખી | રડયુંખડયું | મોંઘું |
| ચડભડી | વઢવાડ | સામટો | સાહુકાર |
| જમણ | ખરીદવું | હાંલ્લું | લેખું |
| અથાણું | જણીઓ | ભેગું | ઘાંટો |

એક વેળા જેઠ મહિનામાં કેરીનો ને શાકરનો મેળાપ થયો. વાત કરતાં કરતાં શાકરે ચડભડી પડીને કહ્યું કે તને કોણ લેખવે છે? જો, મને તો મોંઘે ભાવે બધા લઈ જાય છે. રાજા કે મોટા મોટા સાહુકાર મને પોતાના ઘરમાં રાખે છે. કેરી બોલી, બાઈ એટલી બધી શેખી શું કરવા કરે છે? એમ વિચાર કરની કે ઘણા લોક કોને ખરીદે છે? ચૌટામાં જો તો ખરી, મને કેટલા જણ લેવા આવે છે, ને તારો તો ઘણાખરા લોકોમાં ખપે હોતો નથી. કોઈ રડયુંખડયું લેવા નીકળે, ને ગાંધીને ઘેર પૂછે, તો કહીં હાંલ્લામાં તું પડી હોય, ત્યાંથી જરા કાઢી આપે. તું તે શા લેખામાં? હું તો બહુ કામની છું. તારાવિના તો ઘણુંએ ચાલે. હું ન હોઉં તો અથાણું શેનું કરે? એમ બે જણીઓને ખૂબ વઢવાડ થઈ, એટલામાં લોક ભેગું થયું. પછી પેલી બે જણીઓએ તેમને પૂછ્યું, બોલો ભાઈ, તમારે કોનો ખપ વધારે? સૌએ સામટો ઘાંટો કાઢીને કહ્યું કે કેરીનો, કેરીનો, કેરીનો.

---

## પાઠ ૮૫. સમડી ને વાઘરી.

જાળ  ફરગરવું  વાઘરી  મરડવું  સમડી

એક સમડી ચકલીના બચ્ચાને ઝાલવા ગઈ તેવામાં વાઘરીની જાળમાં ઝલાઈ ગઈ. વાઘરી તેને બહાર કાઢીને મારતો હતો, ત્યારે સમડીએ કરગરીને કહ્યું કે, મને અમથો શું કરવા મારે છે? મેં તારૂં કાંઈ બગાડ્યું નથી. હું તો ચકલીનાં બચ્ચાં મારવા જતી હતી. વાઘરીએ કહ્યું, એ તો ખરૂં, પણ ચકલીનાં બચ્ચાંએ તારૂં શું બગાડ્યું હતું? એમ કહીને પેલી ભુખી સમડીની ડોક મરડી નાંખી.

આઉપરથી એટલી શીખામણ લેવી કે આપણે કોઈને દુઃખ દેતી વેળાએ વિચારવું જે કોઈ આપણને દુઃખ દે તો આપણને કેવું લાગે.

---

## પાઠ ૮૬. બળદ ને દેડકું.

બીડમાં  ફુલાવવું  તાલેવર  ખર્ચ ખૂટણ

મમત  ગજું  બરોબર

એક બળદ બીડમાં ચરતો હતો, ત્યાં નાનાં નાનાં દેડકાં ફરતાં હતાં, તેમાંનું એક દેડકું બળદના પગતળે ચંપાઈને મરી ગયું. તે વાત બીજે દેડકે ઘેર જઈને

ની માને કહી, ને બોલ્યું જે મા, એવડો મોટો જીવ કદી દીઠો નહોતો. તે સાંભળીને દેડકી પોતાનું પેટ ઘણું ફૂલાવીને બોલી જે ભાઈ, તે જીવ આવડો હતો? દેડકું બોલ્યું, મા, એથી ઘણો મોટો. ફરીને તેથી વધતું ફૂલાવીને દેડકી બોલી, આવડો? તે બોલ્યું, મા, તું પેટ ફાટે એટલી ફૂલે, તોપણ તેના જેવડી થાય નહિ. તે સાંભળીને મમત કરીને પેટ ઘણુંજ ફલાવવા લાગી, તેથી પેટ ફાટી ગયું ને મરી ગઈ.

આ વાતપરથી સમજવાનું એ જે ગરીબે પોતાના ગજાપ્રમાણે ખર્ચખૂટણ કરવો; તાલેવરની બરોબરી કરવા જાય તો તે દેડકીના પેઠે માર્યો જાય.

---

## પાઠ ૮૭. કુતરાની બીજી વાત.

### આડોશીપાડોશી જાગવું ગુણપાડ

એક કૂતરો હતો, તે પોતાના ધણીના ઘરની રખવાળી કરે. એક દહાડો રાત્રે ચોર આવ્યો તેને દેખીને કૂતરે ભસવા માંડ્યું. ત્યારે ચોરે તેના મોઆગળ રોટલાનો કડકો નાંખ્યો. તે તેણે ખાધો નહિ, અને ભસ્યાંજ કર્યું. એટલામાં તેનો ધણી જાગી ઊઠ્યો, અને ચોરનું કંઈ ફાવ્યું નહિ. તે નાસતો હતો, એટલે ધણીએ દીઠો, ને બૂમ પાડી, તેથી આડોશીપાડોશી જાગી ઊઠ્યા, ને તે ચોરને પકડ્યો, ને ચોકીમાં લઈ ગયા. જેમ આ કૂતરે ધણીનું ધન જાળવ્યું તેમ બધા ચાકરો ધણીનો ગુણપાડ જાણે તે કેવું સારૂં!

## પાઠ ૮૮. મેળો.

કંદોઈ ખડકી મૂકવું શાકરીઆ ચકરડી
લાકડાંનો મીઠાઈ કથરોટ પાલખી
ચોસલાં રમકડાં ઠઠ.

છગન કરીને એક છોકરો હતો, તે એક દહાડો મેળે જઈ આવ્યો, ને જે જે જોયું હતું તેની ઘરમાં વાત કહી. તે બોલ્યો કે મેળામાં બહુ માણસ ભેગાં થયાં હતાં. રસ્તે ગાડીઓ, ઘોડા, પાલખીઓની એટલી ઠઠ કે કાંઈ કહેવાની વાત નહિ; કંદોઈ દુકાન માંડી માંડીને બેઠા હતા. તેમાં ભાતભાતની મીઠાઈ રાખી હતી. કોઈ કથરોટમાં બરફીનાં ચોસલાં ખડકી મૂક્યાં હતાં; કોઈમાં પેંડા, કોઈમાં માવો, ને કોઈમાં શાકરીઆ ચણા હતા. કોપરાપાક પણ હતો. એક ઠેકાણે વોહોરો રમકડાં લઈને બેઠો હતો. તેમાં લાકડાંનો ઘોડો, ગાય, બિલાડી, ચકરડી, ભમરડા, લખોટીઓ, ઘંટી, એવો એવો સામાન હતો. મેં તો બાપાને કહીને એક ગાય લીધી.

---

## પાઠ ૮૯. અનાજ.

પંચરાઉ નાગલી અપવાસ રાજગરો
કોદરા મકાઈ બંટી બાવટો
તુવેર લાંગ મસૂર ફરાળ

અમારે ઘેર સવારે બાજરીના રોટલા, સાંજે ઘઉંની રોટલી ખાઈએ છીએ, પણ મેં સાંભળ્યું છે કે કેટલેક ઠેકાણે તો જારના રોટલા ખાવાનો બહુ ચાલ છે, અને

ઠેકાણે મકાઈના રોટલા બહુ કરે છે. મારે ઘેર તો ચોખા કરીને તે રાંધીને ખાય છે. કેટલેક ઠેકાણે ગલી કે કોદરા ખાય છે. કેટલેક ઠેકાણે બંટી કે ના રોટલા કરીને ખાય છે. મારી મા કોઈ કોઈ પંચરાઉ દાળ કરે છે. તેમાં તુવેરની દાળમાં અડ- ચણાની, મગની ને વાલની દાળ નાંખે છે. મારે ચોળાની દાળની વડી કરી હતી. વટાણાની કે લાંગની ઘણી ખાધી હોય, તો પેટમાં દુખે. મસુરની ા તો થોડાજ લોક ખાય છે. મારા બળદને મઠ મવરાવે છે. ફરાળમાં અનાજ કાંઇ ખવાય નહિ, પણ રાજગરો ખવાય છે.

---

## પાઠ ૯૦.

## તેલ જેમાંથી નીકળે છે તે જણસો.

**ઘાંચી ઘાણી પીલવું ડોળીઉં દીવેલ**
**કણઝીઉં સરશીઉં સધળાં એરંડી ડોળા**
**કોશ્લા સરસવ ખોળ**

એક દહાડો હું ઘાંચીને ઘેર ગયો હતો. ત્યાં એક ઘાણી ફરતી હતી, તે ઉપર એક માણસ બેઠેલો હતો. તેને મેં પૂછ્યું કે તમે શું કરો છો? તો તેણે કહ્યું, હું તલ પીલું છું. એ તલનું ખાવાનું તેલ થાયછે. કાલે અમે એરંડી પીલીને દીવેલ કાઢ્યું હતું. આ ઘાણીમાં સરસવ પીલીને સરશીઉં કાઢીએ છીએ. સરશીઉં અથા- ણામાં નાંખે છે, તો તે સ્વાદ થાયછે. ડોળા પીલીને ડોળીઉં કાઢીએ, તે નીકળ્યાપછી કૂચો રહે, તેને ખોળ

કહે છે. ડોળીઆનો ખોળ ઢોરને ખવરાવે તો દૂ નીકળે. કણુઝીના તેલને કણુઝીઉં કહે છે. તે ફોલ્લા ચોપડે છે, તો સારૂં થાયછે. એ સઘળાં તેલ બાળ કામમાં આવેછે.

---

## પાઠ ૯૧. દીવાળીની હકીકત.

| | | | |
|---|---|---|---|
| કાચુંકોરૂં | દારૂખાનું | જાળાં | ઉધઇખુધઇ |
| ખંખર્યાં | શાંચો | ટેટા | મઠીઆં |
| સંજોર્યાં | ગેરૂ | બચકો | પેટારો |
| ખરખર્યાંને | ફુલકરણી | ફટાકા | છછુંદરાં |

દીવાળીના દહાડામાં લોક ઘેર ઘેર દીવા કરે છે. સારૂં મારૂં ખાવાનું કરે છે. કોઈ દહાડો કંસાર, કોઈ દહાડો શીરોપૂરી, કોઈ દહાડો દૂધપાકપૂરી, કદી લાડુ, એમ ફરતાં ફરતાં જમણ કરે છે રોજ કાચુંકોરૂં ખાવામાટે સેવ, પૂરીઓ, મઠીઆ, પઉઆ, સંજોરી, ઘુઘરા, એવી એવી ખાવાની જણસો કરી રાખે છે. દીવાળી પહેલાં લોક ઘર-માંથી જાળાં કાઢે છે, ને લીંપે ગુંપે છે. કેટલાક પોતાનાં ઘરને ખડી, ગેરૂ, ચુનો, કે રંગ ચોપડે છે. પહેરવાનાં બારે લુગડાંના બચકા પેટારામાંથી કાઢીને જ્યારે ખરખર્યાંને તડકો પડે છે ત્યારે સુકવે છે, ને ઉધઇખુધઈ લાગી હોય તો તે ખખેરી નાંખે છે. દીવાળીના દહાડામાં છોકરાં દારૂ-ખાનું છોડે છે; ફટાકાની પેટીઓ, ટેટા, કોઠીઓ, છછુંદરાં, ફુલકરણીઓ એવું એવું છોડે છે.

સમાપ્ત.

જર, જમીન, ને જોરૂ, એ ત્રણ કજીયાનાં છોરૂ

તૈયાર

# રાહખેંગાર અને રાણીકદેવી

## મોટું નાટક.

ફક્ત આઠ આના.

પ્રાચીનકાળમાં એટલે ઈ. સ. ૧૦૯૮ થી ૧૧૨૫ સુધી સોરાષ્ટના વિશાળ, તેમજ રશાળ દેશનો સ્વતંત્ર મહિપતી રાહખેંગાર થઈ ગએલ અને તેજ અરસામાં ગુજરાતમાં સીધરાજ જયસિંહ માહારાજા હતો આ બને રાજાને અંદર અંદર લડાઇ થવાનું મુખ્ય કારણ એ સતી રાણીકદેવીજ હતું—

રાહખેંગાર અને રાણીકદેવીના મનહર કિસ્સાથી આખી આલમ માહિતગાર હશેજ, એટલે વિસ્તારથી હેવાલ આ જગ્યોપર નિર્થક છે.

મળવાનાં ઠેકાણાં.

અમદાવાદ—ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીમાંથી.

મુંબઈ બંદર—"ગુજરાતી"ની ઓફીસમાંથી સાસુન બીલ્ડીંગ

જુનાગઢ—શ્રીરંગધર મૂલશંકર બુકસેલર પાસે

જામનગર—પ્રાણજીવન હરખજી બુકસેલર નવી કાપડ બજાર

શા પુરૂષોત્તમ ગીગાભાઇની કુંપની.

વરતેજીના દરબાજા બાહર—ભાવનગર

# જાહેર ખબર.

મારી દુકાનેથી આ બુક તેમજ અરબી, ઉરદુ, ફારસી, ગુજરાતી, સંસ્કૃત, હિંદુસ્તાની તથા દીપોની સરવે જાતની તથા અંગ્રેજી વીગેરે જોયતાં પુસ્તકો કીફાયત ભાવથી રોકડી કીમતે મળશે.

વોહોરા. અબ્દુલહુશેન આદમજી બુકસેલર.

મુ. ભાવનગર

આ બુક નીચે લખેલે ઠેકાણેથી મળશે.

મુંબઇ—મેહેતા. જમનાદાસ ભગવાનદાસની દુ[illegible]

સુરત —નગીનદાસ ફકીરભાઇ તથા નારણદાસ[illegible]
ઠે. બોડીશેરી.

અમદાવાદ—માહાદેવ રામચંદ્ર ઠે. ત્રણદરવાજા.

બગસરા—બ્યાસ. કાલીદાસ વાલજી.

તલાજા—મેહેતા. શામજી ગાંડા.

ધોરાજી—બુ. લીલાધર રૂઘનાથ.

ઘોઘા—મેમણ જુશબ બેગા.

સહી. અબદુલહુસેન આદમજી બુકસેલર